'અંજલી' માસિકની પ્રથમ ભેટ.

# બંગાળાનો નવાબ.

## (ઐતિહાસીક નવલકથા)

અનુવાદક,


ભાણજી ભાઈચંદ કોઠારી.



પ્રકાશક,

શ્રી બંધુ મંડળ તરફથી ચંપકલાલ નંદલાલ
કૈમાસિક તંત્રી અંજલિ.

[illegible] ગોપીપુરા [illegible] નં. ૨૨૮—સુરત.

શા. મુળચંદ અમીચંદના વોસુરત 'જૈન' એન્જીન
પ્રિન્ટીંગ પ્રેસમાં પ્રગટ કર્યું નરભેરામ વ્યાસ [illegible]
[illegible] — ખપાટીઆ ચકલા—સુરત

સન ૧૯૧૭. પ્રત ૧૨૫૦.

કીંમત ૦—૧૨—૦.

## અર્પણ.

### શ્રીમાન્ શેઠ લોટુમલ ચેલ

### કરાંચી.

ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
ગ્રંથાલય
ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ
૭૧૯૦

આપની

ધાર્મિક વૃત્તિ,

સમાજની સેવા માટેની

હરેક પ્રવૃત્તિમાં આપનો ઉત્સાહ

ભર્યો ભાગ, પારમાર્થિક કાર્યો પ્રત્યે

ઉદારતા ભરી લાગણી, અને તે સ

ઉપરાંત બંધુમંડળ પ્રત્યેનું મમતાળુ

વલણ, આ સર્વથી આકર્ષાઈ

આ લઘુ પુસ્તક આપને ચરણ

ધરી કૃતકૃત્ય થઇએ

છીએ.

હમો છીએ આપના કૃપાભિલાષીઓ

**શ્રી બંધુ મંડળના સભાસદો.**

# પ્રકાશકના બે બોલ.



"અંજલિ" માસિકના ગ્રાહકોને અગાઉથી વચન આપ્યા અનુસાર હમો આ પુસ્તકને "અંજલિ"ના પ્રથમ વર્ષની ભેટ તરીકે ગ્રાહકો સમક્ષ રજુ કરીએ છીએ. માસિકના શરૂઆતમાં ભેટનું પુસ્તક બહુજ જલદીથી આપવાનું હમોએ જણાવ્યું હતું પરંતુ મુદ્રણ વિગેરેની પડતી મુશ્કેલીને લઈને આટલું મોડું થવા પામ્યું છે અને તે માટે ગ્રાહકો દરગુજર કરશે એમ હમો ઇચ્છીએ છીએ.

પુસ્તક પસંદ કરવામાં હમો હમારા ગ્રાહકોની વૃત્તિનેજ અનુસર્યા છીએ. ઇચ્છા તો કોઈ સુવિખ્યાત લેખક કને સ્વતંત્ર પુસ્તક લખાવવાની હતી પરંતુ તેમ કરવા જતાં પુસ્તક બહાર પાડવામાં થતો વિલંબ તેમજ સ્વતંત્ર પુસ્તક લખાવવામાં થતા ખર્ચને પહોંચી વળવાની અશક્તિ વિગેરે કારણોને લઈને તે વિચાર હાલ તુરતને માટે માંડીવાળી ગ્રાહકોને પસંદ પડે અને યોગ્ય વસ્તુ પણ હોય તેવું પુસ્તક પસંદ કરવાનું ધાર્યું અને તે ધારણા અનુસાર "બંગાળાનો નવાબ" પસંદ કરવામાં આવ્યું છે. આ પુસ્તક એકી સાથે બધું બહાર પાડવા જતાં કદે બહુજ મોટું થવા જતું હતું, આથી બે વિભાગમાં તેને વહેંચી નાખવું ઇષ્ટ ધાર્યું છે. આમ બે વિભાગમાં વહેંચવા જતાં એ પ્રથમ વિભાગ પૃષ્ટ ૧૭૬નો થાય છે એટલે હમારા અગાઉ આપેલા વચન કરતાં ૨૬ પૃષ્ટ વધારેનું પુસ્તક હમો ગ્રાહકોને આપીએ છીએ તે તેઓ કૃપાની રાહે લક્ષમાં લેશે એમ હમો ઇચ્છીએ છીએ.

આ પુસ્તકનું મુદ્રણ હમોએ "સુરત જૈન એન્ડ જૈન પ્રિન્ટીંગ પ્રેસ"માં કરાવ્યું છે. મુદ્રણ કામ આપતી વખતે આ પ્રેસના વ્યવ-

સ્થાપક મહાશયે પુસ્તકના પ્રુફ તપાસવાનું પોતાના શીર લીધું હતુ અને જે મુજબ તેમણે હમારાપર કૃપા કરી પ્રુફ તપાસ્યા પણ છે પરંતુ તેમના પર અત્યંત કામના બોજાને લઇ તેમજ કદાચ કામ જલદી આપવા અમોએ તાકીદ કરી હતી તેથી આ પ્રુફ સુધારવામાં સહજ ઉતાવળ કરવામાં આવી હોય તેમજ જણાય છે કે જેના પરિણામે અંદર ઘણી ભૂલો રહી જવા પામી છે. આ માહેની કેટલીએક નહિ ચલાવી શકાય તેવી ભૂલોનું પ્રમાણ એટલું તો વધારે છે કે તેનું શુદ્ધિપત્ર તૈયાર કરાવવામાં બહુ સમયનો ભોગ આપવો પડે તેમ છે આથી હમો હમારા ગ્રાહકોને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે તેઓ ભૂલો સુધારીને વાંચશે.

છેવટે આ પુસ્તક હમારા સંસ્થાના સંસ્થાપક તેમજ તેના નિશ્ચિલ અને ઉત્સાહી કાર્યવાહક રા. ભાણજી ભાઇચંદ કોઠારીએ કંઇપણ આર્થિક બદલો લીધા સિવાય લખી આપી પોતાની મંડળ પ્રત્યેની અનેક સેવાઓમાં એકનો વધારો કર્યો છે. મંડળના ઉદ્ભવ પછી રા. ભાણજીએ જે જે સેવાઓ કરી છે તેનો ઉલ્લેખ કરવા બેસતાં અનેક પાનાંઓ ભરાય તેમ છે. પરંતુ ફક્ત ટુંકમાં અન્ય કોઇપણ વ્યક્તિને અન્યાય થવા દીધા સિવાય એમ કહીએ તો ચાલી શકે કે તેઓ મંડળના જન્મથીજ તેના એક સ્થંભ તરીકેજ કાર્ય કરી રહ્યા છે અને મંડળનો પ્રવૃત્તિ વિકાસ મુખ્યત્વે તેમને આભારી છે, તેમની આ બધી સેવાઓનો બદલો મંડળ તરફથી કદીપણ વળી શકે તેમ નથી. ફક્ત આ તકે આમ જાહેર રીતે મંડળ તેમનાં પ્રત્યે આભારની લાગણી પ્રદર્શીત કરે છે અને જગન્નિયંતાને પ્રાર્થે છે કે તેમને આ બધી સેવાઓનો બદલો તે આપે. ઇત્યોમ્

---

# પ્રસ્તાવના

'અંજલી' માસિકનાં ગ્રાહકોને પહેલા વર્ષની ભેટ આપવા માટે મેં આ પુસ્તક તૈયાર કર્યું છે. બંગાલી ભાષામાં 'બંગેશ્વર શેષ નવાબ' એ નામક એક અત્યંત મહત્વનું પુસ્તક લખાયેલું છે" તેના હિન્દી ભાષામાં થયેલા અનુવાદ ઉપરથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. આ ભાષાંતર તૈયાર કરવામાં પ્રકરણો અને ભાષામાં કોઈ કોઈ સ્થળે સમયોચિત ફેરફાર કરવા શિવાય વિશેષ સ્વતંત્રતાનો ઉપયોગ મેં અન્યત્ર કર્યો નથી. આમ કરવામાં મેં પુસ્તક ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર છે અને સિરાજુદ્દૌલાના જીવન સંબધી આવો સંપૂર્ણ પ્રકાશ નાંખનાર પુસ્તક મારી દ્રષ્ટિમાં અદ્યાપિ આવ્યું નથી, એ પ્રધાન કારણો લક્ષમાં રાખ્યાં છે.

અંગ્રેજોનો ભાગ્યોદય-ભારત વર્ષમાં તેઓના સામ્રાજ્યનું વસ્તુતઃ આરોપણ થવું અને તે સાથે મુસલમાનના ગૌરવનો સૂર્યાસ્ત એ આ પુસ્તકમાં પરિણામ રુપે વિરમે છે. બંગાલના નવાબ સિરાજુદ્દૌલાના નામથી ઇતિહાસ વાંચનારા સર્વ સારી રીત્યે જાણીતા છે. તેમણે પોતાની રાજ સંપતિનો અવિચારના યોગે ભોગ આપ્યો, એ આપણાથી અજાણ્યું નથી; પરંતુ જે સિરાજુદ્દૌલાના હાથમાં નવાબ અલીવર્દીખાંએ બંગાલ, બિહાર, ઓરીસાનું સિંહાસન-સુરક્ષિત સ્થિતિમાં આપ્યું, તે રાજય તેણે ગાદીએ આવ્યા પછી ટુંક સમયમાં છિન્નભિન્ન કરી નાંખ્યું-એ શાથી બન્યું તેના માટે સિરાજુદ્દૌલાને રાજયપદારૂઢ થવા પહેલાનો કાળ અત્યંત જાણવા જેવો છે. ગ્રંથકારોએ આ સમય રસિક અને સરળ ભાષામાં

વર્ણવ્યો છે અને બાળપણમાં આરોપાયેલાં અનિષ્ટ, બીજાઓ પહેલેથી તેતરફ દુર્લક્ષ કરેલું હોવાથી, કેવું દુઃખદ વાતાવરણ ઉત્પન્ન કર્યું તે વિચારક વાંચનારને અત્યંત બોધ આપનાર નિવડશે.

સિરાજુદ્દૌલાનું જીવન માત્ર રાજાઓને નહિં, પરંતુ આજ કાલ ભોગ વિલાસ અને ધનની રેલછેલ વચ્ચે ઉછરતી પ્રજાને પણ શિક્ષણ લેવા યોગ્ય છે. તેના જીવનમાં પળે પળે સાહસિકતા ઉછાળો મારતી જોવામાં આવે છે, પરંતુ ધર્મ અને નીતિના બીજ વગરની જમીન ઉપર ચણાયેલી આ સાહસિકતા અનેક મનુષ્યોના દુઃખનું કારણ થઈ પડે છે. તેનામાં સ્નેહવત્સલતા અને હૃદયમાં સાત્વિક પ્રેમને સ્થાન છે. પરંતુ વિલાસની અપરિમિત લાલસા સર્વત્ર વ્યાપ્ત હોવાથી શુદ્ધ ભાવનાઓ ઉપર વિકારનાં જાળાં ફરી વળ્યાં છે. વીરશ્રી તેને વરી છે. પરંતુ પ્રથમથીજ સ્વેચ્છાનુસાર વર્તવાનું શિક્ષણ મળેલ હોવાથી તેની વીરતા કોઇનો પ્રભાવ સાંખતી નથી અને વિચારને અવકાશ આપતી નથી. આથી તેની જીવનની ઘટનામાં અનેક સ્થળે તેનું સ્વચ્છંદી અને ઉચ્છૃંખલ વર્તન બહાર આવે છે.—હૃદયની ભવ્યતા લૂછાઇ જાય છે. તેણે વિના સંકોચે શિષ્ટ અને વિચારશીલ મનુષ્યોની અવગણના કરી છે. ફળ જે આવવું જોઇએ તે આવ્યું છે. સંખ્યાબંધ મિત્રો તેના દુશ્મનો બની ગયા છે અને હજુ તો જીવનનો લ્હાવ લેવાનો અનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થાય તે પહેલાં પોતાની જીવનલીલા સમાપ્ત કરી દે છે. પતિવત્સલ, પવિત્ર બેગમ, લુત્ફુનિસાનો આ વિષય લંપટ સ્વામી વડિલોના પ્રમાદને લીધે નિરંકુશ રીતયે વૈભવ વિલાસમાં ઉછરી, પ્રેમમાં અંધ બનેલા માતપિતાઓ પોતાના સંતાનોનાં જીવનો કેવાં વિષમય

બનાવી મૂકે છે, તેનો યથાર્થ ખ્યાલ આપી, બંદીવાન સાધારણ કેદીથી પણ વધારે વિષમ અવસ્થા ભોગવી દીન સ્થિતિમાં મૃત્યુ વશ થાય છે. એક રાજાના ઉદ્ભવ અને અસ્તના આ પ્રસંગો અવશ્ય મનન કરવા યોગ્ય છે.

આ પુસ્તક વ્યવસાયો છતાં માત્ર સેવા ભાવને લક્ષમાં રાખીને મર્યાદિત સમયમાં બહાર પડવાનું હોવાથી, ધારવા કરતાં ઘણી ઉતાવળથી તૈયાર કરવામાં આવ્યું છે. તેથી તેમાં ભાષા તેમજ શુદ્ધિ વિષયક અનેક દોષ રહી જવા પામ્યા હશે. વાંચક વર્ગ તે તે ખામીઓ માટે ક્ષમા આપશે, એવી આશા છે.

કરાંચી
તા. ૮-૫-૧૭ } ભાણજી ભાઇચંદ કોઠારી.



# અનુક્રમણિકા.

# બંગાલનો છેલ્લો નવાબ

## પરિચ્છેદ ૧

### ઉત્તરાધિકારી.




બહુધા એવું બને છે કે જ્યાં લક્ષ્મીની કૃપા ઉતરે છે ત્યાં સંતાનોનો અભાવ હોય છે. બંગાલ, બિહાર અને ઓરિસાના નવાબ અલીવર્દીખાનને ત્યાં ઐશ્વર્યની સીમા નહોતી પરંતુ તેના પશ્ચાત્ એ વિપુલ ઐશ્વર્યનો ઉપભોગ કોણ કરશે? કોણ મુર્શીદાબાદની ગાદી ઉપર બેસી રાજ્ય શાસન અને પ્રજાપાલન કરશે?

ત્યારે શું અલીવર્દીખાનને ત્યાં સંતાનનો સર્વથા અભાવ હતો? વસ્તુ સ્થિતિ છેકજ આમ નહોતી પણ ઐશ્વર્યની સાથે પુત્ર લાભનું સૌભાગ્ય સુખ તેના લલાટમાં લખ્યું નહોતું. તેના સંતાનોમાં ત્રણ કન્યાઓ હતી. તેનાં નામ ક્રમશ: આયમના બેગમ, અમીના બેગમ અને ઘસીટી બેગમ હતાં! નવાબે આ ત્રણે કન્યાઓને પોતાના ભાઇ હાજી અહમદના ત્રણ પુત્રોની સાથે પરિણય સૂત્રથી આબદ્ધ કરી હતી. જૈનુદ્દીનની સાથે અમીના, નવાજેશ મુહમ્મદની સાથે ઘસીટી બેગમ અને સય્યદ અહમ્મદની સાથે આયમના બેગમના વિવાહ સંસ્કાર કરવામાં આવ્યા હતા.

અલીવર્દીખાને ભત્રીજાઓને માત્ર કન્યાદાન આપ્યું નહોતું, પણ સિંહાસન પર આવ્યા પછી તેણે જૈનુદ્દીનને પટણાનો, નવાજિશને ઢાકાનો અને સય્યદ અહમ્મદને પુર્નિયાનો શાસન ભાર અર્પણ કર્યો હતો.

પુત્રના અભાવથી જેમ ઘણા લોકો સંસારથી વિરક્ત બની જાય છે, તેવી રીત્યે અલીવર્દીખાને પોતાનું જીવન વ્યક્ત કર્યું નહિં, પરંતુ પોતાના દૌહિત્ર અમીના બેગમના પ્રથમ પુત્રનું પોતાના પુત્રની પેઠે લાલન પાલન કરવા માંડયું અને તેનો પોતાના ઉત્તરાધિકારી તરીકે સ્વીકાર કર્યો. આ બાલકનું નામ મિર્ઝામુહમ્મદ હતું. જે ઇતિહાસમાં સર્વ લોકો સમક્ષ પાછળથી સિરાજુદ્દૌલાના નામથી પ્રસિદ્ધ થયું.

અલીવર્દીખાન અને તેની પત્નીના અત્યંત સ્નેહને લીધે સિરાજુદ્દૌલાનું બાલ્યાવસ્થાથી અત્યંત સ્નેહ અને આદરથી પ્રતિપાલન કરવામાં આવ્યું. બંગાલ બિહાર અને ઓરિસાના નવાબની એક તો વૃદ્ધ અવસ્થા, વિશેષમાં કોઇ પુત્ર નહિં તેથી બાલક સિરાજ તેના પાસે અત્યંત આદરણીય ધન સ્વરૂપે વિદ્યમાન હતો. જેના ઘરમાં ધન-રત્નની સીમા નહિં, વસ્ત્રાલંકારોનો સાગર દાસ દાસીયોનો અભાવ નહિં, તેના ઉત્તરાધિકારીને પોતાની આવશ્યકતાને માટે શાને ત્રુટિ હોય ? આ સંજોગોને લીધે બાલક સિરાજ અત્યંત હઠાગ્રહી થયો. કોઇપણ વખતે તેને કંઇપણ ઇચ્છા થાય કે નવાબ તેમજ તેની પત્ની તેની એ ઇચ્છા પરિપૂર્ણ કરવાને તત્પરજ રહેતાં. તેની ઇચ્છાની પૂર્તિ કરવામાં જરાપણ દ્રવ્યનો સંકોચ કરવામાં આવતો નહિં. એટલે સુધી કે બહુધા તેના માટે અનુચિત કાર્યનો

પણ આદર કરવામાં આવતો. તેના દુરાગ્રહો હવે ધીમે ધીમે મંત્રી, ઉમરાવ, આત્મીય સ્વજન, દાસ દાસીઓ સઘળાં કંટાળ્યાં. પણ નવાબ અને તેની પત્નીને સિરાજમાં કશી ખામિ જોવામાં આવતી નહોતી. આથી તેના તે દોષોનું નિવારણ કરવાને તેઓએ તેને સમજાવવાની તેઓએ જરા ચેષ્ટા સરખી પણ કરી નહોતી. કોઇ ઉમરાવ, રાજા અથવા મહારાજા સિરાજુદ્દૌલાની અસંગત ઇચ્છાઓનો પ્રતિવાદી બનીને " આથી ભવિષ્યમાં બાલકના અનિષ્ટની સંભાવના છે " ઇત્યાદિ વાતો નવાબ સમક્ષ લાવતા તો નવાબ તરફથી તેનો હસીને પ્રત્યુત્તર વાળવામાં આવતો કે, હજુ સિરાજની બાલ્યાવસ્થા છે અને તેથી તેની બુદ્ધિ ચંચલ છે. સમજણો થશે ત્યારે સઘળું ભૂલી જશે. આવા પ્રત્યુત્તરો માત્ર નવાબ તરફથી વાળવામાં આવતા એટલુંજ નહિં પણ વચમાં નવાબ પત્નિ પતિનાં વાકયોને અનુમોદન આપતાં કહેતી કે, બંગાલ બિહાર, ઓરિસા જેને આધીન છે તેનો ઉત્તરાધિકારી હઠ શા માટે ન કરે?

આ પ્રમાણે ઉમ્મર વધવા સાથે ખુશામદ અને હઠમાં સિરાજુદ્દૌલાનું ચારિત્ર ગઠન થવા લાગ્યું. સુશિક્ષા અને સદુપદેશના અભાવથી તેનું જીવન નિતાન્ત દાંભિક, આમોદ પ્રિય, વિલાસી અને ઘોર ઇંદ્રિય પરાયણ બન્યું. તેની જે કંઇ ઇચ્છા થતી તે તે અમલમાં મૂકતો, ઇષ્ટ અનિષ્ટ વિચારતોજ નહિં અને કોઇ સદુપદેશ કરતું તો ત્યાં તેની વૃત્તી ઠરતી નહિં. આથી બાલ્યકાલથીજ તે એટલો બધો ઉદ્ધત બન્યો કે સીમા નહિં.

આ બૂરી પ્રકૃતિને વશ થઈ સમજ દોષથી તે અનેકવાર લોકોપર અત્યાચાર કરતો. જે તેના કોપનું પાત્ર બનતો તે

મૂંગે મોઢે સઘળું સહી લેતા અને તે પ્રકટ કરવાનું સાહસ કરતા નહિં. તેની બાલ્યાવસ્થાથીજ સઘળા લોકો તેનાથી કંપતા હતા. બાલક સિરાજને જોઈ લોકોએ આ પ્રમાણે, શા માટે ડરવું જોઇએ ? શું નવાબ અલીવર્દીખાનની હૈયાતિ નહોતી ? જો તે જીવંત હોય તો સિરાજની ખરી સંભાળ કેમ લેવામાં આવતી નહોતી ? સિરાજુદ્દૌલાના ઉદ્ધત સ્વભાવ અને અત્યાચારની વાતો પ્રથમ રાજ્ય કર્મચારી ગણો અને નગરજનોએ નવાબ સન્મુખ જાહેર કરી. કિન્તુ વૃદ્ધ નવાબનો પોતાના દોહિત્રપર એટલો બધો સ્નેહ હતો કે જાણવા અને સાંભળવા છતાં તેના ઉપર અંકુશ મૂકવો તો દૂર રહ્યો પણ એકવાર તેને સમજાવવાનો પણ પ્રયત્ન કર્યો નહિં. જ્યારે આ પ્રમાણે સર્વ પ્રજાજનોની વિનંતીઓ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું ત્યારે તે લોકોએ સિરાજના અત્યાચારો મૂંગે મોઢે સહન કરવા માંડ્યા.

નવાબ અને તેની પત્નીના અપાર સ્નેહને લીધે સિરાજુદ્દૌલા અત્યંત આત્માભિમાની બન્યો. તે જે કંઈ આચરે, બોલે તે સઘળું તેને સારું લાગતું. બીજાની વાત કે કામ તેને બિલકુલ ગમતાં નહિં. ખાસ કરીને, જો કોઇ તેના મત વિરૂદ્ધ શબ્દોચ્ચાર કરતું તો તે તેનું અસ્થિર હૃદય કદિ સહી શકતું નહિ. આથી કોઇ તેના વિરુદ્ધ વિચાર દર્શાવવાનું સાહસ કરતું નહિ. યદિ કોઇ કરતું તો તેને બહુ મુસ્કેલ થઇ પડતું. આ પ્રમાણે શિક્ષા અને સંયમના અભાવથી સિરાજના ચરિત્રમાં રાજોચિત ગુણોની પુષ્ટિ મળી નહિં. અને દિનપ્રતિદિન તેનામાં અવશેષ દોષો આવી એકઠા થવા લાગ્યા.

બાલ્યકાલથીજ સિરાજ હદ વગરનો વિલાસી હતો. નવાબની

કૃપાથી દ્રવ્યનો જરા પણ અભાવ નહોતો. જૂદા જૂદા દેશોના લગભગ બધા સોદાગરો તેની પાસે આવતા અને તેઓ પાસે જે કંઈ બહુ મૂલ્યવાન વિલાસ સામગ્રી હોય તે સઘળી સિરાજ દ્રવ્ય આપી ખરીદી લેતો. નવાબ અલીવર્દીખાન સિરાજને આ પ્રમાણે ધન વ્યય કરતો જોઈ વિચાર કરતો કે, સિરાજ જ્યારે મારા આ સઘળા વિપુલ ધનનો ઉત્તરાધિકારી છે ત્યારે તેને તેની ઇચ્છામાં આવે તે કરવા આપવું જોઇએ.

# પરિચ્છેદ ૨

## દુર્ગુણનો વિકાસ.

સમય પરિવર્તન બળે શિશુ બાલક, બાલક યુવા. યુવા પ્રૌઢ અને પ્રૌઢ વૃદ્ધ બને છે. સિરાજ હવે બાલક નથી. હવે તે કંઇ આચરે છે, તેના તરફ સર્વનું ગંભીર લક્ષ ખેંચાય છે, હવે કોઇ મનુષ્ય બાલ્યકાલની પેઠે તેનો ઉપહાસ કરી અને 'બાલક' કહી તેના તરફ દુર્લક્ષ કરી શકતું નથી. આજ તેનાં કાર્યકલાપ, વાતચિત અને વર્તણુંક જોઈ સૌ કોઈ ભયભીત અને ચિન્તાન્વિત બને છે. સિરાજુદ્દૌલાએ યૌવન સીમમાં પદાર્પણ કર્યું છે. યૌવનના પ્રથમ તરંગમાં પગ મૂકયો છે. ચિત્ત સૌદામિની જેવું ચંચલ છે. યૌવનની દારુણ માદકતાથી તે હવે મત્ત માતંગ પેઠે નિરંકુશ ] નિર્બલ છે, અને માધુલોલુપ ભ્રમરની પેઠ તે પોતાને ભૂલી ગયો છે.

યૌવન જીવન દરમ્યાન અત્યંત ભયંકર પ્રસંગ છે. આ અવસ્થામાં મનુષ્ય હિતાહિત સમજવાને પ્રયત્ન કર્યા વગર જ્ઞાન શૂન્ય બની જાય છે સુગમ પંથ પ્રાપ્ત હોય છે છતાં દુર્ગમ પંથ પર પગ મૂકે છે. આંખો હોવા છતાં ચક્ષુનો ઉપયોગ કરતા નથી. મનનો વેગ આ પ્રસંગે અત્યંત તીવ્ર બને છે. સઘળી વૃત્તિઓ જરા પણ ઘર્ષણથી ઉત્તેજીત બની જાય છે. જરાપણ અસાવધાનતા અનુભવી કે મનુષ્ય મનુષ્યના આકારમાં પશુ બની જાય છે. એકતો સિરાજુદૌલાને નવ યૌવન પ્રાપ્ત થયું, વળી બંગાલ, બિહાર, ઓરસાનો ભાવી નવાબ ! પછી શી વાત કરવી ? તેની આસપાસ પાપી સહચરો એક પછી એક એકત્ર થવા લાગ્યા. ખુશામદખોરોએ આવી પોતાની ખુશામદથી તેને વાસ્તવિક દુનિયાનું ભાન ભૂલાવી દીધું. સઘળાઓએ મળી સિરાજને હમેંશા નાના પ્રકારના ઉપભોગનો રંગ ચડાવવા માંડયો. આમોદ પ્રમોદ, ભોજન પાન અને નૃત્યગાન રાતદિન ક્યાં અને કેવા પ્રકારે થાય છે તે તેઓએ સિરાજુદૌલાને શીખવવા માંડયું.

જ્યારે આ પ્રમાણે રંગરાગનો સાગર રેલાવા લાગ્યો ત્યારે સિરાજુદૌલાને ભાન થયું કે રાજપ્રાસાદમાં આ પ્રવૃત્તિ ઇચ્છવા જોગ નથી. યદિ નવાબને ખબર પડી જાય તો તેથી તેના સુખના માર્ગમાં પ્રતિરોધ આવે. આથી જો રાજભવનનો ત્યાગ કરી શકાય અને વિલાસ સાધન તરીકે એક સ્વતંત્ર મહેલ બનાવી શકાય તો પછી કોઇપણ જાતની ભીતિનો સંભવ નહિં. હવે તેના મનમા એક સ્વતંત્ર પ્રાસાદ માટે ચિન્તા ઉત્પન્ન થઇ. પરંતુ સિરાજે આમ ચિન્તા શા માટે કરવી જોઇએ ? શું તેની દરેક ઇચ્છા નવાબે પૂર્ણ

નથી કરી ? તો પછી આવી એક સામાન્ય વાતને માટે સિરાજને ચિન્તા શા માટે થવી જોઇએ ? આજસૂધીમાં સેંકડો અનુચિત અને અસંગત ઇચ્છાઓ પ્રતિપાલિત થઇ છે તો પછી આવી એક સામાન્ય ઇચ્છા કેમ પૂર્ણ કરવામાં નહિં આવે ? હમોને વિશ્વાસ છે કે, સિરાજુદૌલા એક વખત મુખમાંથી ઉચ્ચાર કરે, કે તુરતજ અલીવર્દીખાન તત્ક્ષણ દૌહિત્રની તે અભિલાષા પૂર્ણ કરશે.

સિરાજ બાલક હતો, કિન્તુ વૃદ્ધ માતામહની પ્રકૃતિનું તેણે સારી રીત્યે અનુશીલન કર્યું હતું. સુચતુર તીક્ષ્ણ બુદ્ધી વૃદ્ધ નવાબને દૌહિત્રનાં સ્વભાવ, ચરિત્ર અને બુદ્ધિ ચાતુર્યનો અનુભવ નહોતો. તે સૂક્ષ્મદર્શી હોવા છતાં સ્નેહને લીધે પ્રાયઃઅંધ હતો, આ કારણથી તે સિરાજને બાલક સમજી તેના કોઇપણ કામ ઉપર લક્ષ આપતો નહોતો. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. પણ સિરાજને કોઇ સુયોગ પ્રાપ્ત ન થયો કે જ્યારે તે નવાબ પાસેથી પોતાનું કાર્ય સાધે. પરંતુ મનુષ્ય ઉદ્યમ કરે તો અલભ્ય શું છે ? થોડા દિવસ સૂધી સોચ કરતાં સિરાજને એક ઉત્કૃષ્ટ પ્રસંગ આવી મળ્યો. એક દિવસ નવાબ અને તેની પત્ની અન્તપુરના શયન ગૃહમાં પલંગપર બેઠાં બેઠાં રાજ્ય વ્યવસ્થાની આલોચના કરી રહ્યાં હતાં તે વખતે ત્યાં સિરાજ આવી પહોંચ્યો. તેને જોઇ અલીવર્દીખાંએ કહ્યું. " આવો, આવો, બંગાલ, બિહાર, અને ઓરિસાના ભાવી નવાબ, આવો ! " યદિ કોઇ બીજો દિવસ હોત તો સિરાજને આવા સંભાષણથી અત્યંત આનંદ થાત પણ આજે તેના હૃદયમાં એક નવી વાસના પ્રદીપ્ત હતી, તેથી તેનું હૃદય ચિન્તાતુર હતું. નવાબનું સ્નેહ સંભાષણ તેને પ્રિય લાગ્યું નહિ

તેણે નિતાન્ત ખિન્ન બની કહ્યું. "વડીલ શ્રી આપ આપના મોઢેથી કેવલ બંગાલ, બિહાર, ઓરિસા તો શું પણ દિલ્હીનું સિંહાસન પણ દાન કરી શકો છો. આપ બોલી શકો છો, પરંતુ મળતું કંઈ નથી."

સિરાજના શબ્દો સાંભળી નવાબનું ચિત્ત વ્યથિત થયું. તેણે કહ્યું, "કેમ સિરાજ, આજ આમ શા માટે બોલે છે? શું તું એમ માને છે કે મારૂં આ સિંહાસન, મારૂં આ રાજ્ય તારા શિવાય બીજા કોઇને આપવામાં આવશે?"

સિરાજઃ—જ્યારે હું બાલક હતો, દુનિયાનું મને કંઇ જ્ઞાન ન હોતું ત્યારે હું એમ માનતો હતો કે, હું જ બંગાલ, બિહાર અને ઓરિસાની ગાદી ઉપર બેસીશ, કિન્તુ હવે હું સમજી શકયો છું કે તે સઘળું માત્ર આશાની છલના છે.

અલીઃ—સિરાજ, આ શું? આવી વાત આજે કેમ કરે છે? હું તદ્દન નિષ્કપટ ભાવે પ્રદર્શિત કરું છું કે, મારા પછી મુર્શિદાબાદની ગાદી તારી છે. તારા શિવાય બીજો કોઇ રાજ્ય પદારુઢ થશે નહિં. તુંજ માત્ર મારો ઉત્તરાધિકારી છે, જ્યાંરથી તારી પ્રાપ્તિ મને થઇ છે ત્યારથી પુત્રનો અભાવ મને બિલકુલ જણાયો નથી. તુંજ મારો પુત્ર છે.

સિરાજ. વડીલ શ્રી મને ખબર છે કે આપના સ્નેહથીજ મારૂં પાલન થયું છે. પણ હવે આપ જરા પણ નજર કરતા નથી કે હું કેવી રીત્યે સુખી થઉં અને કેવી રીત્યે મને ચિત્ત શાન્તિ મળે!

આલી:—તે શું સિરાજ! મેં તો તને હમ્મેશ સુખી કરવાની ચેષ્ટા કરી છે.

બેગમ:—સિરાજ હજુ પણ બાલક રહ્યો. હજુ સુધી તેનામાં જ્ઞાન; બુદ્ધિ પ્રવિષ્ટ થયાં નથી. શું કહેવું, શું બોલવું, તેનું હજુ તેને ભાન નથી.

સિરાજ:—આંજે તે કયાં નવું છે? તમારા પાસે હું તો સદૈવ બાલકજ રહેવાનો. પિતા માતા સ્નેહની આંખો પુત્રની વયો વૃદ્ધિ સંબંધમાં હમ્મેશાં અંધજ રહે છે. કિન્તુ મારી સઘળી વાતો તરફ તમે મને બાલક સમજીને લક્ષ આપતા નથી એજ વ્યથા મારા હૃદયને વિદીર્ણ કરે છે.

સિરાજનાં આ વચનો સાંભળી નવાબ પત્ની તેની હડપચી પકડી આદરપૂર્વક હસતાં બોલી, "સિરાજ તું હમારા સમક્ષ સદૈવ બાલક રહેવાનો એ મીથ્યા નથી. અને તું હમારો ઉત્તરાધિકારી છે એ પણ નિશ્ચય છે. કહે તને અવિશ્વાસનું શું કારણ મળ્યું છે?

સિરાજ:—અવિશ્વાસનું કારણ કંઇ નથી, પણ આજે હુ એમંત્રણા કેરું છું કે, યદિ હું આ અતુલ ધન સંપત્તિનો સ્વામી છું તો મારી એક ક્ષુદ્ર કામના કેમ પૂર્ણ થતી નથી?

બેગમ:—ત્યારે શું તારી કામનાની કદિ પરિતૃપ્તિ કરવામાં આવી નથી? તેં જ્યારે જ્યારે કંઇ પણ ઇચ્છા કરી છે તે સઘળી હમારા તરફથી પરિપૂર્ણ કરવામાં આવી છે. તો પછી આજ સંકોચાય છે શા માટે?

સિરાજ:—બાલ્યકાલની વાસના બાલ્યાકાળના અભાવ પૂર્ણ કરવામાં આવ્યા હતા. કિન્તુ સમયોચિત અભાવનું નિરાકરણ કરવું એ શું પિતા માતાનું કર્તવ્ય નથી?

આ વાત સાંભળી નવાબ અને બેગમ હસી બોલી ઉઠયાં, સિરાજ, યદિ તારી બાલ્યકાળની વાસનાઓ પૂર્ણ કરી છે તો આ વખતની વાસનાઓ શા માટે પૂર્ણ નહિં કરીએ? બોલ. તારી શી અભિલાષા છે?"

સિરાજઃ—મારા માટે એક સ્વતંત્ર પ્રાસાદ નિર્માણ કરો.

નવાબે વિસ્મિત થઇ કહ્યું, " સિરાજ સ્વતંત્ર પ્રાસાદનું શું પ્રયોજન છે? આ વિશાળ રાજપ્રાસાદમાં શું સ્થાનાભાવ છે?

સિરાજઃ—એ તો હું જાણું છું કે આ વિશાળ મહેલમાં સ્થાનનો અભાવ નથી. પણ વડિલશ્રી વિચાર તો કરો કે એક, તરવારથી બે વીરોનો વ્યવહાર કદિ સાધી શકાય છે?

બુદ્ધિમાન્ નવાબ અલીવર્દીખાંએ દોહિત્રના કહેવાની મતલબ સમજી હસતાં હસતાં કહ્યું, "સિરાજ યદિ તારી ઇચ્છા છે કે તારા માટે એક સ્વતંત્ર પ્રાસાદનો પ્રબંધ કરવામાં આવશે. તેના માટે ચિન્તા શાને કરે છે? તારી ઇચ્છા પ્રમાણે પ્રાસાદ રચના કર! જે કંઇ ખર્ચ થશે તે હું ખુશીથી આપીશ."

સિરાજ માટે સ્વતંત્ર મહેલ બનાવવાનો નવાબે હુકમ તો કર્યો પણ તેમ કરાવવામાં સિરાજનો ગૂઢ આશય શું છે તે વિચારવાનો સ્વલ્પ પરિશ્રમ પણ તેણે લીધો નહીં! તેનું હૃદય સરલ હતું એટલે તેનાથી કશો વિચાર થઇ શકયો નહિં. તેણે પોતાની સરલ બુદ્ધિ અનુસાર માની લીધું કે નવા યુવાનોને આદી પુરાણી વસ્તુઓ રુચે નહિં એ સ્વાભાવિક છે. સિરાજે તેથીજ નવા પ્રાસાદ માટે પ્રાર્થના કરી હોવી જોઇએ. કિન્તુ સિરાજના હૃદયમાં શી શી યોજનાઓ ઘડાયેલી હશે તે તેનું હૃદય ગ્રહણ કરી શકયું નહિં. તેણે તો

(७३५०



હૃદયની સરલતાનો આશ્રય લઈ સિરાજ માટે એક સ્વતંત્ર પ્રાસાદ નિર્માણુ કરવાની આજ્ઞા આપી.

સિરાજે આ પ્રમાણે કૌશલ પૂર્વક નવાબ અલીવર્દીખાઁન પાસેથી પોતાનો સ્વાર્થ સાધી લીધો અને ઉત્સાહ પૂર્વક આ શુભ સમાચાર પોતાના સહચર મિત્રોને પહોંચાડયા. પાપની ધારા અત્યાર સુધી ધીરે ધીરે વહેતી હતી તેને હવે તીવ્રગતિ મળી. ભવિષ્યમાં જે તરંગો ઉઠયા તે તેથી પણુ ભયંકર હતા.



# પરિચ્છેદ ૩

## હીરાઝીલ.



લીવર્દીખાઁની અનુમતિ મળવા પછી સિરાજે ભાગીરથીના પશ્ચિમ કિનારા પર તરતજ એક સુરમ્ય પ્રાસાદ તૈયાર કરાવ્યો. આ મહેલ એવી ઉત્કૃષ્ટ કારીગરીથી સુંદર અને ચિત્તાકર્ષક બનાવવામાં આવ્યો હતો કે તેના ઉપર એક વાર દ્રષ્ટિ નાંખવાથી નયન તૃપ્ત થતાં ન હોતાં, જોનારને તે પ્રતિક્ષણે રમણીય જ જણાતો હતો. જેઓએ આ મહેલનું નિરીક્ષણુ કર્યું તે સઘળાઓએ સિરાજની સૌંદર્ય પ્રિયતાની પ્રશંસા કરી.

યદ્યપિ આ મહેલમાં ઈંટો વાપરવામાં આવી હતી કિન્તુ સિરાજે ગૌડ દેશથી નાના પ્રકારના પત્થરો અત્યંત પરિશ્રમ પૂર્વક મંગાવી તેમાં વિવિધ પ્રકારની કારીગરીનું નિરુપણ કરાવ્યું હતું કે

જેથી સમગ્ર બંગ ભૂમિમાં તે તે વખતે સ્પર્ધાની સાંમગ્રી રૂપે ગણાતો હતો. આ મહેલની લંબાઈ પહોલાઈ પ્રાય ૧૨૫ હાથની હતી. તેમાં રંગ મહેલ, વિલાસ મહેલ, બેગમ મહેલ ઇત્યાદિ નાના પ્રકારનાં ભુવનોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. અને તે સઘળાં ભુવનો એક મોટા મહેલની તુલનામાં આવી શકે તેવી રીત્યે બાંધવામાં આવ્યાં હતાં. પ્રાસાદ પાસે એક રમ્યતળાવની રચના કરવામાં આવી હતી અને તેની બન્ને પાસે ઈંટોથી બાંધી લેવામાં આવી હતી ભાગીરથી સાથે તેનો સંગમ થતો હતો, જેથી ભરતી સમયે તે પ્રાણીથી પરિપૂર્ણ ભરાઇ જતું અને ઓટ વખતે જળ સંગ્રહ ઓછો થતો આ તળાવ અનેક પ્રકારની માછલીઓનું ક્રીડા સ્થાન હતું. (માછલીઓનાં નાકોમાં નથ નાખવામાં આવી હતી અને કંઠ પ્રદેશે નાની ઘંટડીઓ બાંધવામાં આવી હતી) મહોરની ચારે બાજુ એક સુંદર બગીચો હતો તેમાં અનેક સુશોભિત લતા અને પુષ્પ વૃક્ષોને ઉછેરવામાં આવ્યાં હતાં. વૃક્ષોને એવી સુઘટિત રચનાથી યોજવામાં આવ્યાં હતાં કે તેની સામે નજર નાખવાથી કોઇ સ્થળે મત્સ્યાકૃતિ વા કોઇ સ્થળે સર્પાકૃતિ અને કોઇ કોઇ સ્થળે હંસાકૃતિ સિંહાકૃતિ એવાં જૂદી જૂદી જાતનાં આબેહુબ દ્રશ્યો જોવામાં આવતાં હતાં કોઇ સ્થળે ઘન જંગલ, તો કોઇ સ્થળે સુંદર ઉપવન નજરે પડતાં હતાં. ત્યાં શ્યામલતા, રાધાલતા અને માધવીલતાની સુંદર કુંજો હતી. દરેક કુંજના મધ્ય સ્થાનમાં સંગેમરમરના ચોતરાઓ અને બેસવાના વિશ્રામસ્થાનો હતાં. તેની વચમાં શ્વેત પત્થરની પુતળી મૂકવામાં આવી હતી કે જેના તરફ દ્રષ્ટિપાત નાખવા માત્રથી સજીવાકૃતિ જેવો ભાસ થતો હતો કોઈ કોઇ સ્થળે

સ્ફટિકના બનાવેલાં કૃત્રિમ સરોવરો હતા તો કોઇ સ્થળે પર્વતો રચવામાં આવ્યા હતા, આવવાં જવાંના સેંકડો રસ્તાઓ હતા જેની આકૃતિઓ સર્પ અને ચક્રને અનુરુપ હતી. એક એક માર્ગ-માંથી બબ્બે, ત્રણ ત્રણ, ચાર ચાર પગે ચાલવાની કેડીઓ ફૂટતી હતી. તેમાંથી કોઇ સરોવરમાં જઇ પડતી હતી તો કોઇનો કૃત્રિમ વન સાથે સંગમ થતો હતો. અને કોઇ થોડે દૂર જઇ બીજી કેડી સાથે મળી જતી હતી. રસ્તાની બંને બાજુઓ ઉપર ગુલાબનાં વૃક્ષો ઉછેરવામાં આવ્યાં હતાં અને તે એક બીજાની એટલી બધી નજીકમાં હતાં કે કોઇ મનુષ્યથી તેને ચીરીને બીજી બાજુએ જઇ શકાતું નહિં. જ્યાં જ્યાં બે માર્ગો મળતાં હતાં ત્યાં ત્યાં સુંદર વૃક્ષનાં દ્વારો બનાવવામાં આવ્યાં હતાં. આ દરેક દ્વાર ઉપર બે સંત્રીઓ રાત દિવસ પહેરો ભરતા હતાં અને પરિશ્રમ પૂર્વક દ્વારની રખેવાળી કરતા હતા. ઉદ્યાનની ચારે બાજુ વૃક્ષ વેષ્ટિત દિવાલો હતી તેની અંદર જવાનાં બે મોટા દ્વારો હતાં હંમેશાં હથિયારબંધ સિપાઇઓ રક્ષણ કરતા હતા.

ઉદ્યાન અને પ્રાસાદની રમણિક રચના જોઇ સઘળા લોકો સિરાજની રૂચિની મુક્ત કંઠે પ્રશંસા કરતા હતા. તેણે આ પ્રાસાદનું નામ "હીરાઝીલ" રાખ્યું હતું પણ લોકોએ તેની અતુલનીય શોભા પર મુગ્ધ બનીને તેને "લાલ કોઠી"નું ઉપ નામ આપ્યું હતું.

મહેલ તો બન્યો પણ તેના નિભાવ માટે નવાબ તરફથી જે માસિક ખર્ચ આપવામાં આવતું હતું, તેથી પૂર્તિ થતી નહોતી. હવે કયા ઉપાયનું આલંબન કરવામાં આવે કે જેથી આ મુશ્કેલીનું

નિવારણ થઈ જાય ? હજુ તો ભોગ-વિલાસની વાતો થાય છે, ત્યાં દ્રવ્ય વગર તેનો સાક્ષાત્કાર શી રીતે થાય? નવાબ તરફથી આપવામાં આવતું માસિક દ્રવ્ય જ્યાં સૂધી બમણું કરી આપવામાં આવે નહિ ત્યાં સૂધી સઘળી આશા આકાશ પુષ્પવત્ જણાય, નવાબ પાસેથી વધારે દ્રવ્ય મેળવવાની સિરાજના દિલમાં પ્રબળ ચિન્તા જાગી !

બીજાના પૈસાપર જેઓ તાગડધિન્ના કરે છે, જેનો ઉદ્દેશ બીજાના પૈસાપર માત્ર મોજમજા ભોગવવાનો હોય છે. તેઓએ પોતાના આશ્રયદાતાને ગમે તેવી પાપીષ્ટ સલાહ આપવામાં પાછી પાની કરતા નથી તેઓને માત્ર પોતાનોજ સ્વાર્થ સાધવાની લોલુપતા હોય છે. જ્યાં સૂધી મધુ સંચય હોય છે ત્યાં સૂધી સંબંધ રહે છે. પછી ભ્રમરો બીજું સ્થાન શોધે છે.

નવાબ તરફથી આપવામાં આવતા માસિક વેતનથી આમોદ પ્રમોદના અભિલાષો જ્યારે અશકય જણાયા ત્યારે સિરાજના દુર્જન મિત્રો તેને નીચ સલાહો આપવા લાગ્યા. એકે કહ્યું, " આપને રૂપીઆની ચિન્તા શા માટે હોવી જોઇએ ? જ્યારે આપ બંગાલ, બિહાર, ઓરિસાના ભાવી નવાબ છો ત્યારે આપ આપને આધિન રાજા, મહારાજાઓ પાસેથી દ્રવ્ય શા માટે મેળવતા નથી ? " આ સલાહ સિરાજુદૌલાને પસંદ આવી નહિ ! તેણે કહ્યું, " જો કે હું બંગાલનો ભાવી નવાબ છું, તોપણ જે લોકો મારા અધિકાર નીચે છે. તેઓની પાસેથી ઋણ લેવું મને ઉચિત લાગતું નથી. પોતાના તાબાના લોકો પાસેથી ઋણ લેવું એ હું માન હાનિ સમજું છું. મારાથી તે સહન થઇ શકે નહિ. " આ સાંભળી બીજાએ કહ્યું

"મારૂં ત્યારે બીજો ઉત્તમ ઉપાય કહું છું. ધનકુબેર, ફત્તેચંદ, જગતશેઠ એ સઘળા આપના અનુગત અને વશવર્તી છે. ભય દર્શાવી તેઓ પાસેથી દ્રવ્ય મેળવીએ. તેઓ આપનાથી બહુજ ભય પામે છે." પોતે ગર્વાન્વિત વનરાજ હોવાથી સિરાજને આ શિયાળ સંમાન વર્ત્તન તરફ ઘૃણા ઉત્પન્ન થઇ તેણે કહ્યું, દ્રવ્યની મારા પાસે ન્યૂનતા હોવાથી મારી એ ઇચ્છા નથી કે અકારણ હું કોઇનો પાડ ચડાવું. "યદ્યપિ ફત્તેચંદ અને જગતશેઠ મને રાજી કરવાને અથવા મારા ભયને લીધે મને દ્રવ્યની સહાય્ય આપવાનું માન્ય રાખે છતાં મારૂં હૃદય ઇચ્છતું નથી કે મારા અનુગતોને દુઃખી કરૂં!"

દ્રવ્ય મેળવવાને કુસંગી લોકો સિરાજને અનેક પ્રકારની કુત્સિત સલાહો આપવા લાગ્યા પણ તેમાંની કોઇ તરફ સિરાજુદ્દૌલાએ લક્ષ આપ્યું નહિં. અદ્યપિ દ્રવ્યની તેને અત્યંત આવશ્યકતા હતી તથાપિ નાનાનો સંહાર કરી પોતાનો સ્વાર્થ સાધવો એવી પ્રકૃતિ તેની નહોતી તેમણે પોતાની તીવ્ર બુદ્ધિના વેગથી દ્રવ્ય મેળવવાનો એક સુંદર ઉપાય શોધી કાઢયો. તે ઉપાય અમલમાં મૂકવાને માટે તેણે નવાબ અલીવર્દીખાઁનને "હીરા ઝીલ"નું નિરીક્ષણ કરવા આવવાનું નિમંત્રણ મોકલ્યું. નવાબે દૌહિત્રના આમંત્રણનો અત્યંત સાદર સ્વીકાર કર્યો. યથા સમય રાજા, મહારાજા, જમીનદાર ઉમરાવ, મિત્ર અને મંત્રીઓના એકત્ર સમૂહ સાથે નવાબે 'હીરાઝીલ' તરફ પ્રયાણ કર્યું સિરાજે જયારે સાંભળ્યું કે નવાબ 'હીરાઝીલ' તરફ આવે છે, ત્યારે તેની યથા વિધિ સહરાગત કરવાની તેણે તૈયારી કરી. ભાગીરથીના મુખ્ય ભાગમાં બન્નેની નૌકાઓ સામસામી મળી તરતજ સિરાજે પોતાની નૌકાનો

ત્યાગ કરી નવાબની નૌકામાં સ્થાન લીધું. તેનું આવું મર્યાદશીલ વર્ત્તન જોઇ નવાબના આલ્હાદની સીમા રહી નહિં. અહિંઆ નાવમાં બેઠાં બેઠાં પ્રાસાદનું રમ્ય દ્રષ્ટિ ગોચર થતું હતું. તેને જોતાંજ મુગ્ધ બની નવાબે વારંવાર સિરાજને વિવિધ પ્રશ્ન પૂછવા માંડયાં.

સ્નેહમય માતામહ અને દૌહિત્રના વાર્તાલાપ સાથે નૌકા પાણીની સપાટી ઉપર આગળ વધતી જતી હતી. ભાગીરથીની પૂર્વ દિશાપર આવેલ દ્વારમાંથી નવાબે પોતાના પાર્શ્વચર રાજા મહારાજાઓ સાથે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. નવાબે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો કે તરતજ કુંજો અને વૃક્ષ ઉપરથી કોયલોનાં મધુર કૂજન સંભળાવા લાગ્યાં. જાણે તે બંગાલ, બિહાર અને ઓરીસાના નવાબને અભિનંદન આપતી હોય ! નવાબને સમજાયું કે સિરાજના બુદ્ધિ કૌશલ વડે કોયલોને પણ આવું શ્રેષ્ટ શિક્ષણ પ્રાપ્ત થયું છે. તેનું મન અત્યંત પરિતુષ્ટ થયું.

સિરાજે નવાબ અને તેના સ્નેહીઓને પ્રથમ ઉદ્યાન શોભા બતાવી. ઉદ્યાનના નિરીક્ષણથી નવાબને અભૂતપૂર્વ આનંદ થયો. અને સિરાજની સૌંદર્ય પ્રિયતાની વારંવાર પ્રશંસા કરવા લાગ્યો. સિરાજે પ્રસંગોચિત શિષ્ટાચાર દર્શાવતા કહ્યું, "વડિલશ્રી, આ સઘળો આપનો અનુગ્રહ છે અને એ સઘળું આપનીજ કૃપાના બળે બન્યું છે." સિરાજના આવા શિષ્ટાચાર અને સૌજન્યથી સ્નેહાન્ધ વૃદ્ધ માતામહનું હૃદય આનંદથી છલકી ઉઠયું છે. "સિરાજે પણ હવે સમય સાધ્ય જોઇ નવાબને મહેલ બતાવવા લઇ જવાનું ઉચિત ધાર્યું. સાથે કોઇ નહોતું. રાજા, મહારાજા ઇત્યાદિ ઉદ્યાન જોવામાં નિમગ્ન હતા. સિરાજે મહેલમાં પ્રવેશ કરી, માતામહને રંગ

મહેલ, નિવાસ મહેલ, બેગમ મહેલ ઇત્યાદિ એક એક પછી બતાવ્યા. દરેક મહેલના ઓરડાઓમાં નાના પ્રકારના પત્થરો ઉપરની કારીગરી તથા તેમાં સુશોભિત મહા મૂલ્યવાન સાહિત્યો જોઇ નવાબનું હૃદય વિસ્મયથી મુગ્ધ બની ગયું. છેવટે સિરાજ માતામહને એક મોટા ઓરડામાં લઇ ગયો. પણ જેવો નવાબે તેની અંદર પગ મૂક્યો કે તરતજ દાખલ થવાનું દ્વાર બન્ધ થઇ ગયું. ઓરડામાં બીજાં દ્વારો પણ હતાં. પરંતુ તે સઘળાં પણ એક એક પછી બન્ધ થઇ ગયાં. જ્યારે નવાબે સઘળાં દ્વાર બન્ધ જોયાં અને બહાર નીકળવાનો કોઈ માર્ગ જોયો નહિ. ત્યારે તેણે કહ્યું, " સિરાજ તારી અભિલાષા પૂર્ણ થઇ છે, હવે દ્વાર ઉઘાડી નાંખ.

સિરાજ પોતાના આશયમાંથી જરા પણ વિચલિત થયા વગર નવાબનાં વચનો સાંભળી હસવા લાગ્યો. નવાબને લાગ્યું કે સિરાજ માત્ર કૌતક કરી રહ્યો છે. પુનઃ તેણે કહ્યું, " સિરાજ, તું જીત્યો ચાલ ! તારા કૌસલ આગળ હું મારી હાર સ્વીકારું છું "

પરંતુ વાસ્તવિક રીત્યે સિરાજનું માતામહ સાથે કૌતક ભર્યું વર્તન નહોતું. તેની મતલબ જૂદીજ હતી. તેણે કહ્યું, "વડિલશ્રી જે હેતુ માટે મેં આપની આ સ્થિતિ કરી છે તે કાર્ય પૂર્ણ કરો. નહિં તો હું આપને અહિંઆથી છોડીશ નહિં " નવાબની હજુ પણ એ માન્યતા હતી કે સિરાજ તેની સાથે મશ્કરી કરે છે. તેણે હસતાં હસતાં કહ્યું, " સિરાજ મેં મારી હાર કબુલ કરેલી છે, પછી તને શું જોઇએ ? "

સિરાજઃ કેવલ પરાજય સ્વીકારવાથી હું આપને છોડી શકું તેમ નથી,

અલીવર્દી: ત્યારે તારી શી ઇચ્છા છે ?

સિરાજ:—ઇચ્છા એ કે, કૌસેલ સંગ્રામ વડે મેં આપને પરાસ્ત કર્યાં છે તો આપની મુક્તિ માટે મને જ્યાં સુધી ઉચિત અર્થ દંડ આપવામાં ન આવે ત્યાં સુધી આપ છૂટી શકશો નહિ !

નવાબ અલીવર્દીખાઁ સિરાજુદ્દોલાની મતલબ સમજ્યો. તેણે હસી કહ્યું. " સિરાજ તેં મને એક તુચ્છ વસ્તુ રૂપિયા મેળવવા માટે કેદ કર્યો છે ? વારૂ ચાલ મને તોળવામાં જેટલા રૂપિયા કામ આવશે તેટલા રૂપિયા હું તને આપીશ હવે બારણું ખોલ. "

સિરાજ:—વડિલશ્રી ! મેં આટલા થોડા અર્થ માટે આપને કેદ કર્યા નથી. વળી માત્ર આપની વાત ઉપર વિશ્વાસ રાખી હમણાં આપને મુક્ત કરૂં પણ નહિ. યદિ આપ દશ લાખ રૂપિયા રોકડા આપી શકો તોજ આપને હમણાં છોડું, અન્યથા નહિં.

અલીવર્દી:—સિરાજ, હું અહિંઆ રૂપિયા સાથે તો નથી લાવ્યો કે જેથી તને અહિંઆને અહિંઆં આપી દઉં ! તું મને છૂટો કર. હું શપથ લઉં છું કે, રાજ્ય મહેલમાં પહોંચીશ કે તરતજ તને રૂપિયા મોકલાવી આપીશ.

સિરાજ આથી સંતુષ્ટ ન થયો, તેણે કહ્યું, " મેં જેમ કૌસલથી આપને પરહેજ કર્યા છે, તેવાજ કૌસલથી રૂપિયા હમણાંજ મળે એવો રસ્તો આપ શોધી કાઢો. "

અલીવર્દી:—સિરાજ, આજે તું મારી વાતનો વિશ્વાસ કેમ કરતો નથી. મેં વચન આપ્યા પછી કયારે તારૂં મન રાખ્યું નથી ?

સિરાજ:—આપે જ્યારે જ્યારે કંઇ પણ આપ્યું છે ત્યારે સઘળું આપની ઇચ્છાથી આપ્યું છે. પીડિત થઇને આપ્યું નથી.

વિશેષમાં યુદ્ધ શાસ્ત્રના નિયમ મુજબ મુક્તિ માટે રોકડા રૂપિયા આપવા પડે છે. રાજા, મહારાજા અને નવાબ, બાદશાહની મોટાની વાતનો ભરુશો શો વળી ?

આ સાંભળી નવાબે કંઈક વિશેષ વ્યગ્ર બની કહ્યું, " સિરાજ, તું બીજાની વાતનો વિશ્વાસ ભલે ન કર પણ હું કોઇ અન્ય નથી ત્યારે બીજાની સાથે મારી તુલના ન કરવી જોઇએ. હુ મારા ઈષ્ટ દેવના સપથ ખાઇને કહું છું કે, મહેલમાં પહોંચતાંજ તારૂં માગેલું તને મોકલી આપીશ, હવે મને મુક્ત કર. વાત ઉઘાડી પડી જશે તો લોકો મારી હાંસી કરશે. માટે કોઈ જાણે તે પહેલાં દ્વાર ખોલી નાંખ. "

સિરાજને આજ સુયોગ પ્રાપ્ત થયો હતો. આવો દુષ્પ્રાપ્ય અવસર સહજમાં જવા કેમ દેવાય ? સિરાજે કહ્યું, " વડીલ શ્રી, આપના અનુગત રાજા, મહારાજા અને પ્રજા વર્ગ આપના ઉપર અત્યંત પ્રીતી રાખે છે તેની કસોટી કરવાની આ અપૂર્વ તક છે. હું જે રૂપિયા માંગું છું, તે મને આપી અત્યારે તમને તેઓ શા માટે ન છોડાવે ? તેઓ આપના કેટલાં મંગલાકાક્ષીછે, તે આ સહજ મળેલ તકથી આપને સારી રીત્યે જ્ઞાન થશે" મનુષ્ય ભલે વીર તેજસ્વી હોય પણ સ્નેહ આગળ તે શીઘ્ર પરાજિત બને છે. નવાબે જ્યારે જોયું કે સિરાજ રૂપિઆ લીધા શિવાય બીજા કોઇ પણ પ્રકારે તેને મુક્ત કરે તેમ નથી ત્યારે તેણે નિરૂપાય બની કહ્યું, " સિરાજ આથી હું માન ભંગ થઇશ. મારા ગૌરવને તું સમજી શકતો નથી. જે લોકો મને આધીન છે, તેઓ પાસે સહાયતા માંગવાનો આ પહેલો પ્રસંગ છે. મારા માટે તે અત્યંત લજ્જા

સ્પષ્ટ છે. સિરાજ તારો બાલક સ્વભાવ કોણ જાણે ક્યારે દૂર થશે ! ખરે ! તારી ઇચ્છા ! જો રુપિયા લીધા વગર તું મને સ્વતંત્ર કરવા ન માંગતો હોય તો રાજા, મહારાજાઓને સંદેશો મોકલ કે તેઓ આવીને મને છોડાવી જાય."

સ્નેહમાં કેવી મોહની છે! જે અલીવર્દીખાંના દુર્દણ્ડ પ્રતાપથી સમસ્ત બંગાલ બિહાર અને ઓરીસા કંપાયેમાન થતાં હતાં, તેને આજે વાત્સલ્ય રૂપી જાદુના પ્રબળ આવર્ણને લીધે પોતાના પ્રબળ પ્રતાપનું વિસ્મરણ થઇ ગયું ! સિરાજુદ્દૌલાએ તરતજ દૂત દ્વારા રાજાઓ જ્યાં ઉદ્યાનમાં બેઠા હતા તેની પાસે નવાબની ઇચ્છા પ્રદર્શિત કરી.

# પરિચ્છેદ ૪

## સ્નેહની સીમા.



ઉદ્યાનમાં સઘળા નવાબના આગમનની રાહ જોતા બેઠા હતા. આ વખતે એક દૂતે આવી સંદેશો પહોંચાડયો કે, કુમાર સિરાજુદ્દૌલાના કૌશલથી નવાબ તેના બંદિવાન બન્યા છે, આપ સઘળા ત્યાં જઇને તેની મુક્તિનો ઉપાય કરો, એવું નવાબ સાહેબનું ફરમાન છે.

આ ઘટના કે જેની કલ્પના પણ નહોતી તે સાંભળી સઘળા ભયચકિત થઇ ગયા અને સિરાજુદ્દૌલાની દુષ્ટ બુદ્ધિનું આવું દ્રષ્ટાંત જોઇ ભયભીત અને વિચલિત થયા. સઘળા પરસ્પર વિચાર કરવા

પૂછ્યા કે, સિરાજુદ્દૌલાનો આમાં શો ઉદ્દેશ છે? તેમણે નવાબને શા માટે બંદિવાન કીધા હશે! આપણે કયી રીતે તેનો ઉદ્ધાર કરવો? શું એવાજ ભયની આપણા માટે સંભાવના છે!

આવા પ્રશ્નો ઉપસ્થિત થતા જોઇ રાજા રામરાયે કહ્યું, આની મીમાંસા કરવી ઘણી કઠણ છે. સિરાજુદ્દૌલાનો હેતુ શું છે, તે જરા પણ સમજાતું નથી. તેણે શું ખરેખર નવાબને કેદ કીધા છે? કદાચ તેમ બન્યું હોય તો તેનું કારણ શું હોવું જોઇએ?

રાજવલ્લભઃ—કારણ સિંહાસનનું! બીજું શું વળી?

રામરાયઃ—સિંહાસનનો ઉત્તરાધિકારી તેજ છે. વળી નવાબ અલીવર્દીખાં વૃદ્ધ છે શું એ દિવસનો વિલંબ તે સહી શકયો નહિં હોય! નહિં! નહિં! સિંહાસનના લોભથી દૌહિત્ર માતામહની સાથે આવો કુટલ વ્યવહાર ચલાવે, તે વાત વિશ્વાસનીય નથી.

રાજવલ્લભઃ—સિરાજ ઉદ્ધત અને હતાહતના જ્ઞાનથી શૂન્ય છે. મુસલ્માન છતાં દારુ પીએ છે. તેના જેવો માણસ શું ન કરે?

રામરાયઃ—ત્યારે શું આપ એમજ કહેવા માંગો છો કે સિરાજે નવાબને રાજ્યલોભ વશ થઇ કેદ કરેલ છે?

રાજવલ્લભઃ—નિશ્ચયરૂપે હું તેમ નથી કહેતો; કેવલ અનુમાન દ્વારા જણાવું છું કે સંભવિત છે.

રામરાયઃ—કદિ સિરાજે સિંહાસન લોભવશ થઇ આ કૃત્ય કર્યું હોય, તો પછી નવાબની મુક્તિ અર્થે આપણને બોલાવે છે તેનું શું કારણ હોવું જોઇએ?

રાજવલ્લભઃ—કદાચ તે આપણુને પણ બંદિવાન કરવા માંગતો હોય !

રામરાયઃ—તમે બધા ગમે તેવી કલ્પના કરો; પણ મારી માન્યતા છે કે રાજ્યલોભને વશ થઇ સિરાજે આ અપકૃત્ય કર્યું નથી. તેનો કંઇ બીજો ઉદ્દેશ હોવો જોઇએ.

રાજવલ્લભઃ—જ્યાંસુધી આપણે સઘળા પૂરેપૂરા વિવરણથી જ્ઞાત ન થઇએ ત્યાં સુધી સિરાજના અનિષ્ટ હેતુની અવમાનતા આપણે કેમ કરી શકીએ ? મારૂં અનુમાન છે કે કોઇપણ જાતનો રક્તપાત કર્યા વગર સિરાજ આપણા જેવા પ્રધાન વર્ગને આવા કૌશલથી મ્હાત કરવા ઇચ્છે છે.

રામરાયઃ—યદિ તે વાત સત્ય હોય તો શું આપણે નવાબને છોડવવાના પ્રયત્ન ન કરવા !

આ સાંભળી સઘળા બોલી ઉઠયા, “આપણે પ્રાણ આપશું પણ નવાબનો ઉદ્ધાર અવશ્ય કરશું. પરંતુ જ્યાં સુધી સિરાજનો મૂળ હેતુ આપણે ન જાણીએ ત્યાં સુધી આપણે કંઇ સાહસ કરવું નહિં. કદાચ તેનું માઠું પરિણામ પણ આવે !” આ પ્રમાણે અનેક પ્રકારના તર્ક વિતર્ક થઈ રહ્યા હતા તેટલામાં પુનઃ દૂત આવ્યો અને બોલ્યો, “મહામાન્ય મહોદય ગણ ! નવાબ આપના વિલંબથી અત્યંત વ્યાકુલ થઇ રહ્યા છે. આપ જલ્દી આવો અને તેને મુક્ત કરો. મને જણાય છે કે નવાબ બન્દિવાન બન્યા છે તેથી આપ સઘળાને દારૂણ ખિન્નતા પ્રાપ્ત થઇ છે. પરંતુ કુમાર સિરાજુદ્દૌલાએ નવાબને રાજ્ય લોભને લીધે કેદ કીધા નથી. કુમારે નવાબ પાસેથી ચોક્કસ રકમની માગણી કરી છે અને

જ્યાંસુધી તે રૂપિયા ન મળે ત્યાં સુધી તે નવાબને મુક્ત કરવામાં અસમ્મત થાય છે. તેટલા માટે આપ સઘળા ત્યાં જઈ રૂપિયા આપી નવાબનો ઉદ્ધાર કરો !"

આ સાંભળી સઘળાની ચિન્તાનું નિવારણ થયું અને નિર્ભય બની નવાબ પાસે જવા પ્રયાણ કર્યું. થોડા વખતમાં જે મકાનમાં નવાબ હતાં ત્યાં સઘળા આવી પહોંચ્યા. નવાબે સર્વને આવેલ જોઇ કહ્યું, "રાજગણ સિરાજની બાલ્યાવસ્થાની ચપળતા હજુ પણ નષ્ટ થઇ નથી. મારી પાસેથી દશલાખ રુપિયા તેને આ સ્થળે ન મળે ત્યાં સુધી મને મુક્ત કરવાની તેની ઇચ્છા નથી આથી મારી મુક્તિનો ભાર હું તમારે શિર નાંખું છું.

સિરાજઃ—વડિલ શ્રી કેવળ દશ લાખ રુપિયા આપવાથી આપની મુક્તિ થઇ શકશે નહિં. મારા આ પ્રાસાદની રક્ષા માટે એક નવો કર સ્થાપન કરી આપો. આપને આધીન રાજા, મહારાજા, જમીનદાર અને ઉમરાવ વિગેરે મહાજનો અત્રે ઉપસ્થિત છે.

નવાબે હસી કહ્યું, સિરાજ, તારા આ સુરમ્ય પ્રાસાદના રક્ષણ માટે 'બાજન્મા' નામક એક કર સ્થાપવાની હું આજ્ઞા કરું છું.

સિરાજઃ—વડીલ શ્રી, જે લોકો પાસેથી કર લેવાનો છે તે સઘળા હમણા અહિંઆ વિદ્યમાન છે. તેથી જ્યાં સુધી તે લોકો પોતાની સંમતિ પ્રકાશિત ન કરે ત્યાં સુધી મને આપની આજ્ઞામાં વિશ્વાસ આવે નહિ !

નવો કર સ્થાપવાની વાત સાંભળી રાજાઓના મનમાં એક પ્રકારનો આઘાત થયો. સહુ મનમાં સમજ્યા કે સિરાજે યુક્તિ પ્રયુક્તિ વડે નવો કર સ્થાપવાની આ તદબીર શોધી કાઢી છે. તેઓ એક બીજાના સામું જોવા લાગ્યા. સિરાજની આવી તીક્ષ્ણ બુદ્ધિથી

નવાબનું અંતર તો સંતુષ્ટ થયું હતું છતાં તેણે વિરક્તતા બતાવી કહ્યું, મારી વાત ઉપર શું તને જરા પણ ભરોસો નથી? હું પોતે જ્યારે નવો કર સ્થાપવાની આજ્ઞા કરું છું ત્યારે મારા મંગલાકાંક્ષી રાજ્યજન તેનાથી પ્રતિકૂળ જાય એ શું સંભવિત છે! હજુ તું બાલક છે. રાજ સન્માનનું વાસ્તવિક જ્ઞાન નથી.

નવાબને રાજી રાખવા કહો અથવા તો ભયથી કંપી કહો પણ આ પ્રસંગે ઉપસ્થિત રાજવૃંદે જાહેર કર્યું કે, નવાબ બહાદૂરે જે આજ્ઞા કરી છે, તે અમને શિરસા માન્ય છે, તેને પ્રતિકૂળ થવું એ હમારો ધર્મ નથી.”

**અલીવર્દી:—**સાંભળ સિરાજ, મારા વફાદાર રાજ્યભકતો આ નવા કર માટે પોતાની સંમતિ પ્રકટ કરેછે. હવે મને છોડીદે.

સિરાજ:—હવે પહેલા દશલાખ રુપિયા તે પણ પ્રદાન કરો.

આ સાંભળી હાજર રહેલા અમીર ઉમરાવો પાસે જે કંઇ દ્રવ્ય હતું તે તેઓએ કાઢી આપ્યું. સિરાજુદ્દૌલાએ જોયું કે બધા મળી કુલ ૫,૦૧,૫૯૭ રુપિયા થયા હતા. તેણે વિચાર્યું કે પોતાની બુદ્ધિ પ્રભાવ વડે જે કંઇ મળ્યું હતું તે ઘણું હતું. શેષ દ્રવ્ય માટે તેણે કશો પણ આગ્રહ કર્યા વગર નવાબને મુક્ત કર્યો.

નવાબે મુક્ત થયા પછી સિરાજના આ અસંગત વ્યહવાર સંબંધી જરાપણ અસંતુષ્ટતા પ્રકટ કરી નહિં. પરંતુ દૌહિત્રના આવા બુદ્ધિ પરિચયથી તે નિતાન્ત પ્રસન્ન થયો. ખરી રીત્યે વાત્સલ્ય ભાવનો આવા દુરૂપયોગ વડે સિરાજના ભવિષ્યના સર્વ નાશના બીજ પ્રફુલ્લિત થવાં લાગ્યાં. તેણે આવી રીત્યે દ્રવ્ય મેળવી તે પોતાના પ્રમત્ત યૌવનના તરંગોમાં હોમી દીધું.



# પરિચ્છેદ ૫

## વેશ્યાનો પ્રેમ.



સિરાજને ત્યાં હવે દ્રવ્યનો અભાવ નથી. પાપીષ્ટ મિત્રોની તંગી નથી. રાત દિવસ તે મદિરા પાનમાં મશગુલ છે ઈંદ્રિયોના સુખમાં તે ઘોર આસક્ત છે. તરેહ તરેહનાં આમોદ-પ્રમોદ, નૃત્ય ગીત, હાસ્ય પરિહાસ, ક્રીડા-કૌતુકની સીમા નથી. કેવલ "લાવો, રેડો, મને આપો, તમે પીઓ" એ શબ્દો ચોતરફ સાંભળવામાં આવે છેં. કયારે કયારે વિકટ હાસ્ય, કોઈ વખતે ભીષણ ચિત્કાર, કોઇ વખતે તાલીના અવાજ ચાલતા મુસાફરને હીરાઝીલમાંથી સંભળાય છે.

જો અત્યારે સિરાજને આપણે દરેક રીત્યે સ્વંતંત્ર કહીએ તો તે અયુક્ત નથી. જે દિવસથી તેણે હીરાઝીલના સુરંમ્ય પ્રાસાદમાં નિવાસ કર્યો ત્યારથી તે સમ્પૂર્ણ સ્વતંત્રતાથી વર્તે છે આ વખતે તેને કોઇનો ભય નથી કે નિન્દાપવાદની પરવા નથી. ખુશામદખોરો ખુશામત અને પાપી પાસવાનોની ખોટી સલાહોથી ઉત્તેજિત બની અત્યંત બૂરા અને અધર્મયુક્ત કૃત્યો કરવાથી તેનું હૃદય કુંઠિત થતું નથી. નિત્ય તે નવાં નવાં પાપાચરણો કરે છે. વિશેષમાં દીર્ઘદર્શી નવાબ અલીવર્દીખાંની બેપરવાઇથી તેના અધઃપતનના માર્ગો વિશેષ ભયંકર બન્યા હતા હીરાઝીલમાં આવ્યા પછી સિરાજનું પાપવૃક્ષ અત્યંત પ્રફુલ્લિત બનવા લાગ્યું. પાપી સલાહકારોના આક્રમણ યોગે તરેહતરેહના લોમહર્ષણ કાર્યોનો પ્રારંભ થઇ

ચૂકયો હતો. તેણે અનેક ધની અને જ્ઞાની લોકોનું પદ દલન કરવા માંડયું. કોઇપણ પરમ સુંદરી યુવતીની ખબર તેને મળે કે તરતજ તેને રૂપિયાની લાલચ આપી અથવા તો ભય બતાવી પોતાની એક શાયિની બનાવી લેતો. સિરાજુદ્દૌલાના આઘોર અત્યાચારથી લોકો એટલા બધા ભયભીત બની ગયા કે કેટલાકોએ પોતાનાં કૂળ અને માનની રક્ષા કરવાને પોતાની સાંદર્યવતિ સ્ત્રીઓને વિરૂપા પણ બનાવી દીધી. ઘણાએ તેઓના ઉપર સખ્ત પહેરો રાખ્યો. સંઘળે સ્થળે પોતાનાં માન, મર્યાદાની રક્ષા કરવાનો પ્રબળ પરિતાપ જન્મ પામ્યો. કેવળ હીરાંઝીલમાં રહીને આવો કુત્સિત વ્યહવાર સિરાજુદ્દૌલા ચલાવતો નહોતો પરંતુ વેશ્યાઓ સાથે પ્રકટ રીત્યે નૌકામાં એસી તે કોઇપણ જાતના સકોચ વગર ભાગીરથી ઉપર વિહાર કરતો હતો. ભાગીરથી ઉપર ફરતાં ફરતાં પણ તે અનેક અનર્થે નીપજાવતો. કોઇ સુંદરી યુવતીનું દર્શન થયું કે તરતજ તેને નૌકામાં આવવાની ફરજ પાડવામાં આવતી. આ નરાધમ આવી રીત્યે અનેક રમણીઓનાં સતીત્વ નષ્ટ કરતો.

સિરાજ યૌવનના પ્રબળ તરંગોમાં ડુબવા લાગ્યો. સેંકડો કામિનિઓના સહવાસથી તેની ઇંદ્રિય લાલસા પરિતૃપ્ત ન થતાં દિન પ્રતિદિન તેની વૃદ્ધિ થવા લાગી. વેશ્યાઓથી લઇને કૂળવતીને તેણે માન ભંગ કીધી પણ તેના વિકારોની પરિતૃપ્તિ થઇ નહિં. તેના પાપી અનુચર હમ્મેશ તેના પાસે નવિન રમણીઓના સમાચાર લાવવાનું ભૂલતા નહિં કારણ કે આથી તેઓને વિપુલ ધન પ્રાપ્તિ થતી હતી. આ સમયે કૌજી નામની એક રમણીના રૂપની પ્રશંસા સિરાજે સાંભળી સાંભળતાંજ તેને લાવવા માટે

સિરાજે પોતાના અનુચરોને આજ્ઞા કરી. ફૈઝી દિલ્હીમાં નૃત્ય ગાનનો વ્યવસાય કરતી હતી. સિરાજ તેને એક લાખ રુપિયા પ્રદાન કરી મુર્શીદાબાદમાં લઇ આવ્યો અને તેની ભુવન મોહિની મૂર્તિ પર આસક્ત બની તેને પોતાની પ્રણયિની બનાવી.

ફૈઝી રૂપ ગુણમાં અદ્વિતીય હતી. તેના અમાન સંગીત કુશલ નાયકી તે સમયે કોઇ નહિં હતી એ નિશ્ચિત હતું. સિરાજ તેના પ્રેમમાં અત્યંત મુગ્ધ બની ગયો. દિવસ રાત અહર્નિશ તે તેની સમીપજ રહેતો. ભોજન સયયે વિહાર સમયે તે તેને પોતાની પાસેજ રાખતો અને સદૈવ તેના નૃત્ય ગાનમાં નિમગ્ન રહેતો. એક ઘડી પણ તેને આંખથી અળગી કરતો નહિં. તેને તે સર્વદા પોતાના ચક્ષુ સમીપ રાખી તેની રુપ માધુરીનું અવિશ્રાન્ત પાન કરતો. સિરાજને એક વિવાહિતા અને બે ઉપ પત્નીઓ હતી; છતાં તેણે ફૈઝી પર મુગ્ધ બનીને પોતાનો આત્મા અને મન તેને અર્પણ કર્યાં હતાં. સિરાજ ફૈઝી ઉપર અત્યંત પ્રેમ ધરાવતો હતો પણ અંતરથી ફૈઝી તેના તરફ તેટલોજ ચાહ ધરાવતી નહોતી. પ્રેમ દ્રવ્ય વ્યયથી મળતો નથી. ફૈઝી એ સિદ્ધાન્તનું મૂર્તિમંત દ્રષ્ટાંત હતી. સિરાજુદ્દૌલાએ ફૈઝીને લાખો રુપિયા અને મણિ મુક્તાજય અતુલનીય વસ્ત્રાભૂષણ ઇત્યાદિ આપ્યા હતાં, છતાં તે ફૈઝીનો આંતરિક પ્રેમ સંપાદન કરી શકયો નહોતો. સિરાજ પાસે તે ઘણી પ્રેમોન્મત્ત ચેષ્ટાઓ કરતી હતી પણ તેણે હૃદયમાં બીજાની મૂર્તિ સ્થાપન કરી હતી.

રુપ કોને ગમતું નથી ? અતુલ ઐશ્વર્યના અધિકારી બંગાલ, બિહાર, ઓરિસાના ભાવી નવાબ સિરાજને પ્રાપ્ત ચૈને મનન

સમર્પણ કરતાં ફૈઝીએ અંતરથી. સિરાજના માસા સય્યદ અહમદને પોતાનાં મન અને પ્રાણ અર્પણ કર્યાં હતાં. આનું કારણ શું હશે શું સિરાજ વિરૂપ હતો ! ના, તેમ નહોતું. સિરાજ સ્વરૂપવાન હતો પણ સય્યદ અહમદ કંદર્પ મૂર્તિ સમાન સ્વરૂપ ધરાવતો હતો. તેના પાસે સિરાજનું સ્વરૂપ ઝાંખુ પડતું હતું. સિરાજમાં સૌંદર્યપ્રકાશ કોઇ કોઇ અવયવમાં આવિર્ભૂત થતો હતો ત્યારે સય્યદ અહમદમાં સર્વાંગ સૌંદર્યપ્રકાશ ભર્યો હતો

બહુ મૂલ્ય વસ્ત્રાલંકાર અને દ્રવ્યના લોભને વશ થઇ ફૈઝી કેવલ બાહ્ય હાવભાવથી સિરાજનું ચિત્ત રંજન કરતી હતી ત્યારે બીજી બાજુએ તે સય્યદ અહમદના રુપપર મુગ્ધ બની સર્વસ્વ તેને સમર્પણ કરી તેના ચરણોની દાસી બની રહી હતી.

કપડાંની અંદર લાગેલી આગ લાંબો સમય પ્રચ્છન્ન રહી શકતી નથી. ગમે તેટલું બુદ્ધિ કૌશલ્ય દાખવવામાં આવે છતાં પાપ અંતે પ્રકટ થયા વગર રહેતું નથી. સિરાજે ફૈઝીને પોતાની બેગમ બનાવી તેને અન્તઃપુરમાં સ્થાન આપ્યું. ફૈઝી વેશ્યા હતી છતાં બેગમની પેઠે બેગમ મ્હેલમાં રહેવા લાગી. હીરાઝીલમાં તેને માટે એક સ્વતંત્ર મહેલ હતો. તે પોતાની દાસીઓ સાથે ત્યાં નિવાસ કરતી હતી. તે મહેલમાં સિરાજુદ્દૌલા શિવાય કોઇને પણ દાખલ થવાનો અધિકાર ન હોતો

રાત્રિ બે પ્રહર વીતી ગઈ હતી. સર્વ નિદ્રાવશ હતાં. પ્રકૃતિ નિસ્તબ્ધતાનું ગાન આલાપી રહી હતી. કોઇ સ્થળે ધીમો શબ્દ પણ સંભળાતો નહોતો. વચ્ચમાં કોઇ વખતે ઘુવડનો કઠોર અવાજ, અથવા શિયાળ અને શ્વાનોના વિકટ ચીત્કાર અને તમરાઓનું ધીમું

ગાન સંભળાતાં હતાં. આકાશમાં ચંદ્રનો પ્રાયઃઅસ્ત થવાની તૈયારી હતી તેથી તેનો મંદ પ્રકાશ પૃથ્વી ઉપર પડી રહ્યો હતો અને તેની ઝાંખી રોશની ચોમેર પથરાઇ રહી હતી. નજરે પડતાં દ્રશ્ય આ પ્રસંગે તાદ્રસ્ય દેખાતાં નહોતાં, આ પ્રસંગે સિરાજે રંગ - રાગનો ત્યાગ કરી ફૈજીના શયનગૃહમાં પ્રવેશ કર્યો. બેગમ મહેલમાં પ્હોં ચતાંજ દ્વારની રક્ષા કરવા વાળી દાસીએએ ગભરાઇને તેને માર્ગ કરી આપ્યો. સિરાજે શયનગૃહમાં પ્રવેશ કર્યો કે તરતજ કોઇ મનુષ્ય આકૃતિ જેવી છાયા બીજા દ્વારમાંથી નીકળી ગઇ. અત્યંત મદ્યપાન કરવાથી સિરાજ જાગૃત અવસ્થામાં ન હોતો. તે સ્પષ્ટ કંઈ સમજી શકયો નહિં. છતાં તેના મનમાં સંદેહ પડયો તેણે સંદિગ્ધ ચિત્તે ગૃહમાં પ્રવેશ કર્યો.

સિરાજને જોઇ ફૈજીએ ત્વરાથી ઉઠી તેનું સન્માન કર્યું અને બેસવાનું આસન આપ્યું. પરંતુ સિરાજને આજ તે ગમતું નહતું. પહેલાં જ્યારે તે ફૈજી પાસે આવતો ત્યારે તેની સાથે શરૂઆતથીજ તે કેટલી બધી પ્રેમ ચેષ્ટાઓ કરતો ! ફૈજી ઝંખવાણી. સિરાજ આજે તેના મુખ સામું એકી નજરે જોઇ રહયો હતો, પાપીનું મન હમ્મેશાં સંદેહ અને ભયથી ભરેલું રહે છે. તેજીજ રીત્યે. સિરાજના આ વર્ત્તનથી ફૈજીને ભય ઉત્પન્ન થયો. પરંતુ સ્ત્રી ચરિત્ર કોણ સમજી શકે છે? ફૈજી અંતે સાહસ પૂર્વક હસી. તે હસતાં હસતાં કહેવા લાગી, “ પાણેશ્વર, આજે તમારા હૃદયમાં કયા પ્રકારની ચિન્તાએ પ્રવેશ કર્યો છે કે, આપની આ કિંકરીના મુખ સામું મૌન્ય ધરી જોઇ રહ્યા છો?” ચતુર સિરાજે પોતાના મનનો ભાવ છૂપાવી કહ્યું, ફૈજી તારા ચહેરાપર આજે હું અલૌકિક સૌંદર્ય પથરાએલ જોઉં છું

જયારથી તું હીરાઝીલમાં આવીછું ત્યારથી આજ સુધીમાં તારું સૌંદર્ય આટલું બધું ખીલેલું મેં કદિ જોયું નથી. આજ તારા મુખ દર્શનથી મને લાગે છે કે સ્વર્ગથી કોઇ દુર્લભ દેવાંગના ઉતરી આવી છે."

સૌંદર્ય પ્રશંસા સાંભળી ફૈજી સ્વતઃ અત્યંત આલ્હાદ પામી. તે સમજી કે તેના પ્રયણ પાત્ર સય્યદ અહમદને સિરાજે જોયો નથી. તેણે પ્રફુલ્લ ચિત્તે કહ્યું, "પ્રાણેશ્વર આપ આપનો પ્રેમભાવ પ્રદર્શિત કરો છો? દાસી તેથીજ આપને સ્વરૂપા ભાસે છે."

સિરાજઃ—નહિં ફૈજી આજ તારી પ્રત્યેક વાતમાં નવિનતા જોવામાં આવે છે. આજ તારૂં સૌંદર્ય એટલું બધું પ્રફુલ્લ ભાસે છે કે, જાણે રૂપની પરમ છટા બહાર નીકળી આવી છે. આટલી બધી સ્વરૂપા મેં તને અગાઉ કેદી જોઇ નથી. ઘરમાં દાખલ થતાંજ મેં તને દેવાંગના માની લીધી પરંતુ તારા પ્રત્યુત્તરોથી મારો ભ્રમ વિખરાઈ ગયો છે. તારા રૂપ રાશીને જોતાં મને એમ લાગે છે કે, આજ કોણુ જાણે કયા ભાગ્યશાળીના લલાટમાં તારું સંયોગ સુખ લખ્યું હશે?"

સિરાજનો આવો મર્મભેદક વાર્ત્તાલાપ સાંભળી ફૈજીનું હ્રદય કમ્પી ઉઠ્યું. મુખ મ્લાન થઇ ગયું. તરતજ તેને ભાન આવ્યું કે, સિરાજુદ્દૌલા તેની વિષમ સ્થિતિ ન જાણી લે! ભયને કોશેલ પુર્વક છૂપાવી તે બોલી "જોઉ, આજ હું કેવી સ્વરૂપવાન લાગું છું?" આટલું કહી તે સિરાજ સામેથી પોતાનું મુખ વાળી દર્પણ પાસે ચાલી ગઇ. પરંતું સિરાજની કૂટ બુદ્ધિ પાસે તેનું ચાતુર્ય નકામું હતું. સિરાજ પણ તેની સાથે દર્પણ પાસે જઇ ઉભો અને યુક્તિ પૂર્વક બોલ્યો, "ફૈજી, ખાત્રિ થઇ! શું તારા રૂપપર તું પોતે તો

"સોહિત નથી થઈ ગઈ?" ફૈઝી મૃદુ મન્દ હાસ્યભર બોલી, પોતાની આંખો વડે કોઇ પોતાનું સૌંદર્ય કેવી રીતે જોઇ શકે? યદિ જો તે બાદશાહની આંખોએ આકર્ષક જણાય તો એનું કારણ એ પ્રતીત થાય છે કે પ્રણયીની આંખોમાં પ્રણયિની સદૈવ સુંદરજ જણાય છે. "વાત વાતમાં ચિત્તનો ભાવ સ્પષ્ટ થઇ ન જાય" તેની સિરાજે બરાબર સંભાળ રાખી તેણે સમયવર્તી કહ્યું, "ચાલો રાત બહુ વીતી છે. તેથી નિદ્રાવશ થઇએ."

આજતો ફૈઝી બચી તેણે કંઇપણ બોલ્યા વગર નિદ્રાનું આહ્વાન કરવાના પ્રયત્નો કર્યા.



## પરિચ્છેદ ૬



### ફૈઝીની દુર્ગતિ.



જે સન્દેહ મેઘનો સિરજુદ્દૌલાના હૃદયમાં જન્મ થયો તે ધીરે ધીરે તેના હૃદય આકાશમાં સર્વત્ર વ્યપ્તા થયો, ફૈઝી બીજાના પ્રેમમાં આબદ્ધ થઇ છે કે નહિં તેની પ્રતારણા અર્થે દિન પ્રતિદિન તેનું હૃદય શંકાશીલ થવા લાગ્યું.

એક દિવસ રાત્રિ પ્રાય: શેષ માત્ર હતી. સિરાજના સઘળાં સાથીઓ મદિરાપાનમાં ચકચૂર બની બેશુદ્ધ બની ગયા હતા. દાસ દાસીઓ પણ નિદ્રાવશ હતાં. કેવળ મહેલના દ્વારંપરે સંત્રીઓ

જાગ્રત હતા. આ વખતે પ્રમોદગૃહનો ત્યાગ કરી સિરાજે-બેગમ મહેલ તરફ પ્રયાણ કર્યું. પગમાં ઉપાન નહોતા. સાથે મશાલચીને પણ લીધો નહોતો. સિરાજુદ્દૌલાનો હેતુ ચોક્ખો જણાઇ આવતો હતો કે આજે તેણે કંઇ ગુપ્ત કર્મ કરવા ધાર્યું છે.

ધીમે ધીમે તેણે ફૈજીના શયનગૃહમાં પ્રવેશ કર્યો ત્યાં તેણે જે કંઇ જોયું તેથી તેનું હૃદય ક્રોધથી દાઝી ઉઠયું. તેની આંખોમાં અગ્નિ સળગી ઉઠયો. આટલા દિવસ સુધી તે જેની શોધમાં હતો તેનો નિર્ણય થઇ ચૂકયો. તેણે જોયું કે તેની પ્રાણેશ્વરી ફૈજી કોઇ બીજા પુરૂષ સાથે પ્રેમાલીંગન કરી સૂઈ રહી હતી. તે પુરૂષ બીજો કોઇ નહિં પણ તેની માસી આયમના બેગમનો સ્વામી સય્યદ અહમદ હતો. સિરાજનું હૃદય ક્રોધથી અધીરું થઇ ઉઠયું. પ્રતિહિંસાની જ્વાલાથી ઉત્તેજિત થઇ તેણે બન્નેનો વધ કરવા મ્યાનમાંથી તરવાર ખેંચી. દીપકના પ્રકાશમાં તરવાર વિદ્યુતસમાન ચમકી રહી; પરંતુ તરતજ તેના મનમાં કંઇ વિચાર આવ્યો. તરવાર તેણે મ્યાન કરી પલંગ પાસે આવી તે સોચવા લાગ્યો,

"અરે સ્ત્રી જાત કેટલી અવિશ્વાસિની છે? જેને પ્રાણથી પણ અધિક સમજી મેં મારાં હૃદય અને પ્રાણ અર્પણ કર્યો હતા, જેના એક પળના વિયોગથી મને સંસારશૂન્ય લાગતો હતો, જેના પ્રત્યેક અંગમાં અનુરાગ પ્રકટ જણાતો હતો તેનું શું આવું નિંદ્ય આચરણ! આ કેવો વિશ્વાસઘાત! સ્ત્રી જાતિનાં હૃદયો કેટલાં કૃતઘ્ન અને નિષ્ઠૂર છે?"

રાજકુમાર! વેશ્યા ફૈજીને વિશ્વાસઘાતક સમજી તું સમસ્ત સ્ત્રી જાતિની નિંદા ન કર! સ્ત્રી જાતિપર અકારણ દોષારોપણ શા

-માટે કરે છે.? શું અખિલ ભૂમંડળમાં ફૈજી જેવીજ અવિશ્વાસિની સ્ત્રીઓ નિવાસ કરે છે? તું રમણીઓના હૃદયની પરીક્ષા યથાર્થ રીત્યે કરી શકયો નથી? સતી કોણ અને અસતી કોણ તેનો વાસ્તવિક ભેદ તને સમજાયો નથી? તેં વેશ્યાને પ્રેમ અર્પણ કર્યો હતો અને તેથી જ આજે તને પ્રણયનૈરાશ્ય અનુભવવાનો પ્રસંગ આવ્યો છે તેથી જ આજે મર્મભેદક યાતના સંસાર સમસ્તની શાંતિ સમયે તને ભોગવવી પડે છે!

સિરાજુદ્દૌલા ફૈજીની વિશ્વાસઘાતકતાની જેટલી આલોચના કરવા લાગ્યો તેટલું તેનું હૃદય દુઃખ, ક્ષોભ, ક્રોધ અને અભિમાનથી વ્યાકુલ થવા લાગ્યું. તેનું હૃદય સ્થિર રહી શકયું નહિ. તે પોકારી ઉઠ્યો, "ફૈજી! ફૈજી!"

પ્રેમ સુખમાં સૂતેલ નાયક નાયિકાની નિદ્રાનો ભંગ થઇ ગયો. તેઓએ આંખો ઉઘાડી તો જણાયું કે, પલંગ પાસે સિરાજુદ્દૌલાની સાક્ષાત્ યમસમાન મૂર્તિ વિદ્યમાન છે. બન્નેના પ્રાણ ઉડી જવા લાગ્યા. સય્યદ અહમદ વિલંબ કર્યા વગર નાઠો. તેને નાસતાં જોઇ સિરાજુદ્દૌલાએ હસીને કહ્યું,"માસાજી શા માટે ભાગો છો? થોડો વખત ઉભા રહી આપની પ્રણયિનીનો અંત આપની આંખોથી જુઓ અને અને પછી જાવ." પરંતુ સય્યદ અહમદ તેની વાત સાંભળવા ઉભો રહે, એટલો મૂર્ખ નહોતો. સિરાજે ફૈજીને પોતાના પાસે બોલાવી કહ્યું, "જે વાત શોધી કાઢવાને હું ઘણા દિવસથી મથન કરતો હતો તે સત્ય હકીકત અંતે મેં શોધી કાઢી છે. કહે આજ તું તારી કેવી વાક્-ચાતુરીથી છૂટવા માંગે છે? તે દિવસે સય્યદ અહમદને મેં સ્પષ્ટ રીત્યે જોયો નહતો એટલે તને કંઇ પણ

કહેવું મને અનુચિત જણાયું હતું. મને જણાયું હતું કે એ કદાચ મારો ભ્રમ પણ હોય! કોઇ બાબતનું પ્રત્યક્ષ પ્રમાણ મેળવ્યા વગર હું એક વ્યક્તિનું સર્વસ્વ ખુંચવી લેવું યુક્ત માનતો નથી. આજ સૂધી હું એમ માનતો હતો કે લોકો જેવાં બહારથી દેખાય છે તેવાંજ તેનાં હૃદય હશે. આ સરળ માન્યતા ઉપર વિશ્વાસ મૂકી મેં આજસૂધી તારા ઉપર શ્રદ્ધા રાખી હતી. પરંતુ આજે જે કંઇ મેં જોયું છે, તેથી મને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું છે. મેં આટલા દિવસ સૂધી હલાહલ વિષને અમૃત માની પીધું છે. ફૈજી, એક દિવસ પણ મને ખ્યાલ નહોતો આવ્યો કે, તું આટલે દરજ્જે કૃતઘ્ની હોઇ શકે ! આજે તારૂં દુષ્કૃત્ય જોઇ મને ઉચિત શિક્ષા મળી ગઇ છે. મારી ખાત્રી થઇ છે કે જે કોઇ વેશ્યાના પ્રેમમાં લુબ્ધ થઇ પોતાનાં તન–મન–ધન તેને અર્પણ કરે છે તેના જેવો મૂર્ખ આ સૃષ્ટિમાં બીજો કોઇ ન સમજવો. ધિક્કાર છે તને અને તારા જન્મ દાતાઓને ? શું વેશ્યાઓમાં પ્રેમનો સર્વથા અભાવજ હોય છે ? "

સિરાજનાં આવાં ક્રોધ યુક્ત વચનો ફૈજીથી વધારે વખત સહન થઇ શકયાં નહિં ! તેણે કહ્યું, " નવાબ તમે જે કંઇ કહો છો, તે સઘળું સાચું છે. કુલટાઓ ઉપર કોઈ જાતનો વિશ્વાસ રાખવો જોઇએ નહિં. કિન્તુ નવાબ આવાં સુયોગ્ય વચનો તમે મને સંભળાવો છો, તેને બદલે આપની માતાને સંભળાવો તો તેથી તમને વધારે ફાયદો થઈ શકશે. " આ શબ્દો ફૈજીએ પોતાનું મૃત્યુ સમીપ જોયા પછીજ ઉચ્ચાર્યાં હતા. તે સાંભળતાંજ સિરાજુદ્દૌલાની મૂર્તિએ ઉત્કટ ભાવ ધારણ કર્યો. મુખમંડળ પ્રાતઃકાલના સૂર્યની પેઠે રક્તવર્ણનું થઈ ગયું. આંખો ફાટી ગઇ અને તે ચોમેર ફરવા

લાગી, તે દાંતો પીસી બોલ્યો, "પાપિણી, તું પોતે એવી છે, તેથી બીજાને નિંદે છે? તું જાણે છે કે તારૂં મૃત્યુ અત્યારે મારી મૂઠીમાં સમાયેલું છે? શું તું મારી માતા ઉપર કટાક્ષ કરવાની હિમ્મત કરે છે? શું તને તારૂં જીવન લેશ પણ વહાલું નથી? તારી બુદ્ધીમાં આવો ભ્રમ કેમ થયો છે? હું કોણ છું, તેનું તને વિસ્મરણ થઇ ગયું છે! હવે હું તને ઉચિત દંડ આપીશ. તારૂં મૃત્યુ નજીક છે. તું શિયાળણી થઇ સિંહણની હાંસી કરે છે"

ફૈજીએ જે રીત્યે સિરાજુદ્દૌલાને પ્રત્યુત્તર વાળ્યો તેથી તેને તેના મૃત્યુનો નિશ્ચય થઇ ચૂકયો છે! ત્યારે તે સિરાજુદ્દૌલાથી અત્યારે ડરે છે શા માટે? જીવનની આશાથી નિરાશ થઇ તેણે કહ્યું, બાદશાહ, હું જાણું છું કે તમે બંગાળ બિહાર, ઓરિસાના ભાવી નવાબ છો. રાજકુમાર! યદ્યપિ હું વેશ્યા છું, મારો ધંધો નીચ છે, છતાં હું કોઇને અનુચિત વાત સંભળાવવા માંગતી નથી. તમે તમારી ઇચ્છાનુસાર મારો વધ કરી શકો છો યા ઉચિત દંડ દઇ શકો છો! પરંતુ રાજાએ વિચાર કરી અપરાધીને શિક્ષા કરવી જોઇએ. જે વેશ્યા છે તે શું કદિ એક મનુષ્યના પ્રેમમાં અનુરકત હોઈ શકે? તેને તો નિત્ય પરપુરૂષ સાથે પ્રેમ જોડવાનું શિક્ષણ આપવામાં આવે છે. જો તેની પાસેથી સત્કર્મની આશા રાખવામાં આવતી હોય તો તેને સ્ત્રી જાતિના અમૂલ પદ 'સતી' એ ઉપનામથી વંચિત રાખી શા માટે વારાંગના એ પદથી સંબોધવામાં આવે છે? વિશેષમાં હું કહું છું કે, મેં જે કંઇ કહ્યું છે તે સત્ય કહ્યું છે, તેમાં અસત્યનો અંશ નથી."

સિરાજથી આ સહન થઇ શકયું નહિ. રોમેરોમે ક્રોધ વ્યાપ્યો. જાણે આખું શરીર અગ્નિ વર્ષાવતું હોય તેવી તેની ભીષણ

આકૃતિ બની ગઈ. તેણે દાંત કચકચાવી કહ્યું, "જો મને પહેલેથી એવી ખબર હોત કે સર્પ પોતાનો જાતિ સ્વભાવ કદિ છોડશે નહિં તો તારા જેવી કુલટા પર અનુરકત બની ભવિષ્યમાં આવી યાતના સહન કરવાનો પ્રસંગ કદિ આવવા દેત નહિં. ફૈજી, તારા વ્યહવાર અને આ વખતના શબ્દોથી મને યોગ્ય શિક્ષણ મળ્યું છે. તેં જે ભયંકર વિશ્વાસઘાત કર્યો છે તેનો ઉચિત દંડ હવે સહન કર! જેવી રીત્યે તેં મારા સુખની આશાઓ નિર્મૂળ કરી છે તેવીજ રીત્યે હું તને ભોગવવા ધારેલા સઘળી જાતના જગત-સુખોથી વંચિત કરીશ." આટલા શબ્દો પૂર્ણ કરતાંજ તેણે સિંહ પેઠે ગર્જના કરી. "અરે કોઇ છે કે? શીઘ્ર કેટલાક નોકરોની નિદ્રાનો ભંગ થઇ ગયો. તેઓ દોડતા આવ્યા અને હાથ જોડી કહેવા લાગ્યા, "હુજૂર, સેવકોને શી આજ્ઞા છે?"

સિરાજ:—એકદમ આ દુશ્ચરિતાને એકાંતમાં લઇ જઈ કેદ કરો અને ઇંટોથી સઘળાં બારણાંઓ ચણી લ્યો કે જેથી અંદર જરા પણ હવાનો સંચાર ન થઇ શકે. વિશ્વાસઘાતિનીને પરિચય થવા દો કે સિરાજુદ્દૌલા સાથે છળ ખેલવાથી અને બીજા સાથે પ્રેમ ભોગ કરવાથી તેની શી ગતિ થાય છે!"

આ કઠોર આજ્ઞા સાંભળી સઘળા કોપી ઉઠયા. મનમાં સોચના કરવા લાગ્યા કે "ફૈજીનું ભાગ્ય આમ નિર્માણ થયું હશે" નોકરોને સ્થિર ઉભા રહી ગયેલ જોઇ સિરાજુદ્દૌલાએ ક્રોધાતૂર થઇ કહ્યું, "જો ફૈજીની પેઠે તમારા ભાગ્યમાં લખેલું ન હોય તો મારી આજ્ઞાનું શીઘ્ર પાલન કરો." અનુચર વર્ગ ડરી ગયો. તેઓએ પ્રાણ ભયથી તરતજ ફૈજીને પકડી. ફૈજીએ યધાપિ લાંબો સમય થયાં પોતાના જીવનની આશા

જોડી હતી છતાં જ્યારે તેણે તેને ઈંટથી બંધ કરવાની શિક્ષા સાંભળી ત્યારે આવી વિષમ સ્થિતિના ભયથી જરા વિચલિત થઇ હાથ જોડી તેણે પ્રાર્થના કરી, બાદશાહ, મેં અનુચિત કર્મ કર્યું છે, તેથી મારા પ્રાણ ખુશીથી લ્યો, પરંતુ શાહજાદા ! આ દીનની એ પ્રાર્થના છે કે મને આવી સખ્ત શિક્ષા ન કરો. બીજા કોઇપણ ઉપાયથી ભલે મારા પ્રાણ લ્યો." ફૈજીની કોઇપણ વાત સિરાજુદ્દૌલાએ ન માની તેને પ્રાર્થના કરતી જોઇ તેનો અવશેષ ક્રોધ જાગ્રત થયો. તેણે ગર્જના કરી કહ્યું, "તેં જે કૃતઘ્નતા દર્શાવી છે તેને માટે આ સજા પણ પૂરતી નથી. જો આથી પણ વિશેષ કઠિન સજા અત્યારે મારા ધ્યાનમાં આવે તો તે પણ હું મારા ક્રોધને શાન્ત કરવા ખાતર અજમાવવાને ચૂકું નહિં. હું તારી જરા પણ વાત સાંભળવા માંગતો નથી. જ્યાં સૂધી તારી દુર્દશા હું મારી આંખોથી જોઉં નહિં ત્યાં સૂધી મને કોઇપણ પ્રકારે શાન્તિ મળશે નહિં. અત્યારે તારી પાપી સુરત મારા સામે છે તે દરમ્યાન હું મને અત્યંત અપવિત્ર સમજું છું. ફૈજી મરવાને તૈયાર હતી. જે દુઃખ આવી પડવાનું હતું તેમાંથી છૂટવાનો તેનો કશો ઉપાય રહ્યો નહિં, પછી તેને ભય હવે શાનો રહે ? તે અત્યંત ગર્વથી બોલી, " સિરાજ તું મારા જેવી અબળાનો વિના અપરાધે પ્રાણ લઇ આ અનુચિત દંડ દે છે. મારો તો સ્વભાવ અને જે ધર્મ હતા તે પ્રમાણે હું વર્તી છું પણ તું યાદ રાખજે કે તને આવા અમાનુષિક આચરણનું કડવું ફળ ભોગવવું પડશે. યદિ આ દુનિઆમાં પરમેશ્વરનું અસ્તિત્વ છે, તો મારું એ વચન સિદ્ધ થશે કે જેવી રીત્યે અકારણ મારા તું પ્રાણ લે છે, તેવીજ રીત્યે તું અકાલ મૃત્યુને શરણે થઇશ. મનુષ્યને મન

જીવનની શું કીમ્મત છે, તેનો અનુભવ તને ત્યારે અવશ્ય થશે.

સિરાંજ કૈજીના આ વચનો સાંભળી કમ્પિત થયો; પરંતુ ક્રોધ અને વેરની ધૂનમાં તેનું હૃદય એટલુંબધું કઠોર બની ગયું હતું કે, કૈજીનાં વાકયોની અસર ઝાઝો વખત સુધી રહી નહિં. ઉલટો તેનો ક્રોધાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો. તેણે નોકરોને આજ્ઞા કરી: " હું આની કંઈ પણ વાત સાંભળવા માંગતો નથી; શીઘ્ર અહિંઆંથી તેને લંઈ જાઓ."

આજ્ઞાનું ત્વરાથી પાલન કરવામાં આવ્યું. કૈજી વિશેષ કંઇ બોલી નહિં. તેને એક નાના ઘરમાં બંધ કરવામાં આવી અને તેનું દ્વાર ઇંટોથી ચણી લેવામાં આવ્યું. કૈજી શ્વાસ રૂંધન થવાથી તેમજ ક્ષુધાથી વ્યાકૂલ બની, તે ઘરમાં કૈંક આશાઓ ભરી અકાળ મૃત્યુ વશ થઇ.



# પરિચ્છેદ ૭



## લુત્ફુન્નિસા.



મંગલમય ભગવાન જે કંઇ કરે છે, તે સઘળું સારૂંજ કરે છે. આપણે સઘળા સ્વાર્થ વશ છિએ, તેથી સમજ્યા વગર તે મંગલમય નામપર કલંક ચઢાવીએ છિએ અને તેને નિષ્ઠૂર એવું ઉપનામ આપીએ છિએ. પરંતુ ઇશ્વરનાં સર્વ કામો મંગલમય હોય છે, કારણકે તે પોતેજ મંગલ સ્વરૂપ છે.

સિરાજુદ્દૌલા ઘોર ઇંદ્રિય પરાયણ હતો. સતીનું સતીત્વ નષ્ટ

કરતાં તેને જરાપણ સંકોચ થતો નહિ! આથી કરૂણામય પ્રભુએ એવી ઘટના ઉપસ્થિત કરી કે જેથી સિરાજુદ્દોલાની બુદ્ધિમાં થોડું પરિવર્તન થયું! ગત પરિચ્છેદાન્તરગત ઘટનાંથી તેના હૃદયને એવો પ્રબળ આઘાત થયો કે સ્ત્રી જાતિ તરફ તેને થોડો ઘણો તિરસ્કાર ઉત્પન્ન થયો. અને તેના પરિણામે સતિનાં સતિત્વની રક્ષા થવા લાગી જો કે તેના હૃદયમાં સ્ત્રી જાતિ માટે તિરસ્કાર ઉત્પન્ન થયો; છતાં તે તેનાથી સદંતર અલગ થઇ શક્યો નહિ. લુત્ફુન્નિસા નામક એક રમણીના સૌંદર્યપર મુગ્ધ બની તેનો અનુરક્ત બન્યો અને તેને પોતાની પટરાણી બનાવી. તેના શિવાય તે બીજી કોઇ સ્ત્રીના પ્રેમ પાશામાં આવ્યો નહિ.

લુત્ફુન્નિસા જેવી રુપમાં અદ્વિતીય હતી, તેવીજ તે ગુણવંતી હતી. તે રૂપગુણમાં નારીજાતિમાં શિરોમણિ હતી. શું પાઠકગણ તેનો ઇતિહાસ જાણવા માગે છે? ચાલો આપણે તેનું યથાર્થ વર્ણન કરીએ.

જેમને ઇતિહાસનું જ્ઞાન છે, તેમણે કદાચ મોહનલાલનું નામ સાંભળ્યું હશે. જે મોહનલાલનું નામ ઇતિહાસમાં સ્વર્ણાક્ષરેથી અંકિતછે, જેના અદ્ભૂત વીરત્વની ખ્યાતિ ભારતમાં સુપ્રસિદ્ધ છે, તે વીર કેશરી મોહનલાલની લુત્ફુન્નિસા ભગિનિ થાય. મોહનલાલની જ્ઞાતિ કાયસ્થ હતી. દરિદ્રતાના આવરણને લીધે બન્ને ભાઇ બ્હેનનું પાલણુ પોષણ નવાબ અલીવર્દીખાંના ઘરમાં થયું હતું. લુત્ફુન્નિસા સાધારણ પરિચારિકાનું કામ કરતી હતી અને મોહનલાલ નવાબની સેનાનો એક સૈનિક હતો. કિન્તુ ભાગ્યચક્ર સદૈવ એક સરખું ફરતું નથી. કર્માધીન તે પોતાનું કાર્ય કર્યું જાય છે. ઐશ્વર્યશાલી ભિક્ષુક

બને છે. અને ભિક્ષુક પળમાં રાજા બને છે, તે ભાગ્યચક્રના પ્રભાવથીજ! એક વખત જેનો અધઃપાત થયો હતો તેવાં મોહનલાલ અને લુત્ફુન્નિસા ભાગ્યના સર્વોત્તમ શિખરપર પહોંચ્યાં. લુત્ફુન્નિસા અનુપમ સુંદરી હતી. તેનામાં નવ યૌવનનો સંચાર થયો એટલે તેની રૂપ જ્યોતિ અત્યંત ખીલી રહી. તેનું આવું સર્વોત્તમ સુંદર સ્વરુપ જોઇ સિરાજુદ્દૈલા મુગ્ધ બની ગયો અને દિનપ્રતીદિન તેના તરફનો પ્રેમ શનૈઃ શનૈઃ વિકસિત થવા લાગ્યો. સ્ત્રી જાતિ તરફ તેને જે ઘૃણા ઉત્પન્ન થઇ હતી તે મેઘ રૂપી સમૂહ ધીમે ધીમે તેના હૃદયાકાશમાંથી વિખરાઇ જવા લાગ્યો.

સિરાજુદ્દૌલા લુત્ફુન્નિસાની અનેક પ્રકારે ચિકિત્સા કરવા લાગ્યો, એક દિવસ તેણે લુત્ફુન્નિસાને સંદેશો મોકલ્યો કે, તારે મારા આનંદ અર્થે હમારા મિત્રમંડળમાં આવી મળવું. લુત્ફુન્નિસાએ તેનો પ્રત્યુત્તર વાળ્યો કે, જે સ્ત્રી પતિ શિવાય બીજા કોઇ પણ પુરૂષ સાથે વિલાસ કરે છે તે સ્ત્રી નથી પણ વેશ્યા છે. હું વેશ્યા નથી. હું યુવરાજના અન્ન અને આશ્રય વડે આ સ્થિતિએ પહોંચી છું, પરંતુ તેના બદલા પેટે હું મારું સતીત્વ વેચવા માગતી નથી. તેના પ્રત્યુત્તરથી સિરાજુદ્દૌલાને ક્રોધ ઉત્પન્ન થયો નહિં પણ તેનું હૃદય પ્રસન્ન થયું ! પુનઃ એક વખત તેની પરીક્ષા કરવાને સિરાજુદ્દૌલા અત્યંત દ્રવ્ય તેમજ મહા મૂલ્યવાન આભૂષણ વિગેરે લઇને રાત્રિએ તેના ઘરમાં પેઠો. લુત્ફુન્નિસા તેને જોઇને ભયથી કમ્પવા લાગી. તે ગદગદિત થઇ બોલી “ જહાંપનાહ, આ અંધારી રાત્રિમાં આ અનાથિનીના ઘરમાં આપે શા હેતુથી પ્રવેશ કર્યો છે ? આ સમયે આપનું આગમન મારા ઘરમાં જાહેર થશે, તો

મારાં નામ પર મિથ્યા કલંક લાગશે. તેથી કૃપા કરી આ અભાગિનીના ગૃહનો અત્યારે શીઘ્ર ત્યાગ કરશો. સિરાજુદ્દૌલાએ હસતાં કહ્યું, સુંદરી, તારાં નવયૌવન પર મુગ્ધ બનીને હું તમારૂં પ્રેમ પાત્ર બનવાને આવ્યો છું. . તેના બદલામાં આ સર્વે અલંકારો હું તને અર્પણ કરું છું. એનો અંગિકાર કરી મને કૃતાર્થ કર. તારા વિરહથી હું ઘણા દિવસ થયાં પીડાઉં છું; માટે મને નિરાશ ન કર." સિરાજનાં આ વચનો સાંભળી લુત્ફુન્નિસા અત્યંત ભય પામી પરસ્વેદથી તેનું અંગ ભીંજાઈ ગયું થોડી વાર મૌન્ય ધારણ કરી તે બોલી, "બાદશાહ, ક્ષમા કરો; ધન કે આભૂષણની લાલસાથી હું સતીત્વ રુપી પરમ ધર્મનો ત્યાગ કાળાંતે પણ નહિ કરૂં. જે સ્ત્રી આવા લોભથી પોતાનું શિયળ રત્ન ગુમાવે છે, તેવી સ્ત્રીઓ ઇશ્વર તેમજ સૃષ્ટિની નજરમાં અત્યંત ધિક્કારને પાત્ર છે. આપ મારી આશા છોડી દ્યો. હું આપની આશ્રિતા છું. તેની સાથે આવો અસદ્ વ્યવહાર રાખવાની ઇચ્છા આપે કરવી જોઇએ નહિ! જો આપ રક્ષક થઇ ભક્ષક બનશો તો પછી મારે કોનો આશ્રય માગવો? રજા અસહાય્યને સહાય્ય આપે છે. આપ તેજ રાજારુપ હોઇ આવું અવિચારી કૃત્ય શા માટે કરો છો? મારા જેવી દુઃખી સ્ત્રીને કલંક સાગરમાં ડુબાવવાનું પગલું શા માટે ભરો છો? હું કુમારી છું. કુમારી ઉપર અત્યાચાર કરવો એ રાજા માટે શોભાસ્પદ નથી"

સિરાજઃ—સુંદરી! તું વૃથા આસંકા શા માટે કરે છે? તું આવાં આભૂષણો અને આટલું બધું દ્રવ્ય મેળવવાની અમૂલ્ય તક શા માટે જવા દે છે? વગર સંકોચે તેનો તું સ્વીકાર કર અને મારી વાસના પૂર્ણ કર! હું તારાપર આસક્ત બન્યો છું, માટે

વિલંબનો ત્યાગ કર અને મને વિરહાગ્નીથી બાળ નહિ. તું કલંકના ભયથી ડરે છે, પણ ઘોર નિશા સમયે આપણું કૃત્ય કોણ જાણી શકવાનું છે ? વૃથા વાદ કરી સમય શા માટે વિતાવે છે. આવ, મને આલિંગન કર ! .

જ્યારે કોઇ ઉપાય બાકી રહેતો નથી ત્યારે રમણીનો છેલ્લો ઉપાય રૂદન છે. લુત્ફુન્નિસા નિરૂપાય બની આંખોમાં આંસુ લાવી બોલી, "બાદશાહ યથાર્થ હું, આપનું અન્ન ખાઇ પોષાણી છું, યદ્યપિ હું મુસલ્માન બનીછું, પરંતુ મારું શરીર હિન્દુ જાતિના રક્તથી બન્યું છે અને તેથી મુસલમાન હોવા છતાં પણ હું મારાં હિન્દુ રીતિ-નીતિ આચાર વીચાર કદી પણ છોડીશ નહિ। અન્ના-ભાવથી મૃત્યુ ભલે આવે, આપના હાથથી મારા પ્રાણ વિસર્જન ભલે થાય, કિન્તુ પતિ શિવાય હું બીજા કોઇ પણ પુરૂષના હાથમાં હું મારું શિયળ રત્ન જવા દઇશ નહિ ? જે સ્ત્રીને ધર્મ તરફ અભિરુચી નથી, પાપમાં સદા જેની જાગ્રાત છે, તે શિયળનો પ્રતાપી મહિમા સમજી શકતી નથી. તે ઇચ્છામાં આવે તેના સાથે વિહાર કરે છે. હું પ્રાણ બચાવી ધર્મનું સમર્પણ કરવા ઇચ્છતી નથી. જે મને ધર્મની સાક્ષીએ પોતાની પત્ની બનાવશે, તેમને હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. અને હું તેની આજ્ઞાંકિત થઇ રહીશ. તેટલા માટે આપ મારી આશા છોડી દો અને લોક નિંદાથી મારી મુક્તિ થાય તેવું કરો ! ઇશ્વર આપણું સર્વદા મંગલ કરશે ?"

અંતે લુત્ફુન્નિસાનો જય થયો. સિરાજાદ્દૌલા તેનું પવિત્ર હૃદય અને મંગલાત્મક સંકલ્પ જોઇ અત્યંત પ્રસન્ન અને આનંદિત થયો. સ્વતઃ તેની અત્યંત પ્રશંસા કરી અને તેની દ્રઢતા તથા આત્મ નિગ્રહ જોઇ તત્કાળ તેણે કહ્યું, "લુત્ફુન્નિસા હું સત્ય કહું

છું કે અત્યારે તારી પ્રેમાકાંક્ષાને લીધે હું અહીં આવ્યો ન હતો. મારી ઇચ્છા તારી પરીક્ષા કરવાનીજ હતી. તારે મન સ્ત્રી જીવનનું મૂલ્ય શું છે, તે હું આજે બરાબર સમજ્યો છું. ફૈજી સાથેના વ્યવહારથી મને જેટલે દરજ્જે સ્ત્રી જાતિ તરફ તિરસ્કાર ઉપજ થયો હતો તેટલે દરજ્જે તેં આજે મને સ્ત્રી જાતિનો પવિત્ર હૃદયનો પરિચય કરાવ્યો છે. હું એ ચિકિત્સા કરવા આવ્યો હતો કે સ્ત્રી જાતિના સતીત્વના ગૌરવથી તું આભૂષણ અને દ્રવ્ય સંગ્રહને અધિક સમજે છે કે નહિ? તેં સર્વથા જય મેળવ્યો છે. લુત્ફુન્નિસા! સરાજુદ્દૌલાની પત્ની બનવાને સૃષ્ટિમાં માત્ર તું એકજ સ્ત્રી છે. હું તને મારી અર્ધાંગના રુપે ગ્રહણ કરવા માગું છું. કહે, તારી શી ઇચ્છા છે?

લુત્ફુન્નિસાને પોતાના આવા અપૂર્વ ભાગ્યોત્કર્ષમાં સહસા વિશ્વાસ આવ્યો નહિં. તેણે કહ્યું, "બાદશાહ, હું આપની દાસીછું. દાસીનો ઉપહાસ કરવો આપને ઉચિત નથી." આમ કહેતાં કહેતાં તેની આંખોમાં જલ ભરાઇ આવ્યું. અને તેથી તેનો કપોલ પ્રદેશ ભીંજાવા લાગ્યો.

સિરાજઃ—લુત્ફુન્નિસા હું તારી હાંસી કરતો નથી. હું સત્ય કહુંછું. આજથી મેં તને મારી પટરાણી બનાવી! માત્ર રૂપ પર નહિ પણ તારા ગુણ પર મોહિત બની હું તારો આજે મારી પત્ની તરીકે અંગીકાર કરૂંછું. યદિ તને મારી વાત પર વિશ્વાસ ન આવતો હોય તો હું ઇશ્વરને સાક્ષી રાખી કહું છું કે, આજથી તું મારી ધર્મ પત્ની બની.

લુત્ફુન્નિસા વધારે કંઇ બોલી શકી નહિઃ તે મનમાં સોચવા લાગી કે; આ શું સત્યછે? મારા ભાગ્યનો આવો પરમ વિકાસ! શું

ખરેખર હું બંગાલ બિહાર, ઓરીસાના નવાબની બેગમ બનીશ? સિરાજુદ્દૌલાએ તેને નિઃસ્તબ્ધ ઉભેલી જોઈ કહ્યું "લુત્ફુન્નિસા ? શું સોચ કરી રહીછે ? શું મારી પ્રાર્થનાનો તું અનાદર કરવા માંગેછે? "હવે, લુત્ફુન્નિસામાં વાત કરવાની શકિત આવી. તેણે સ્મિત કરી કહ્યું, યદિ "આપ દયા કરી મને આવું મહાન પદ આપોછો તો મારાથી અસમ્મત કેમ થવાય ? ! " આટલું કહેતાંજ તેણે સિરાજુદ્દૌલાના હસ્તમાં આત્મસમર્પણ કર્યું.

લુત્ફુન્નિસાએ મુસલ્માની નામ ધારણ કર્યું હતું, કિન્તુ તેને લીધે હિન્દુ જાતીનાં રકત કે ગુણનો લોપ તેનામાંથી થયો નહોતો. લજ્જા, દયા, ભકિત, શ્રદ્ધા, નિષ્ટા, અને પવિત્રતા આદી ગુણો કે જેને લીધે હિન્દુ સ્ત્રી સંસારમાં આદર્શ સમાન છે તે સઘળા ગુણો લુત્ફુન્નિસામાં વિદ્યમાન હતા. અને તેનાજ પ્રભાવ વડે તે આજે બંગાલ, બિહાર, ઓરીસાના નવાબની ધર્મ પત્ની બની શકીછે.

## પરિચ્છેદ ૮



### મરાઠાઓનો ત્રાસ.





શમાં ચોમેર ખળભળાટ જાગ્યો ! લોકો ઉપર અનેક પ્રકારની આપત્તિઓ આવવા લાગી. પ્રાયઃ બધા પોતાની મુંડીઓ ગુમાવવા લાગ્યા. દેશમાં હાહાકાર વર્તી રહ્યો ! દુઃખ અને શોકથી લોકો વ્યાકુળ બન્યાં. ભોજન પાનની પણ તંગી પડવા લાગી ! દક્ષિણમાંથી

મહારાષ્ટ્રના લોકોનાં દલ ઉપર દલ આવવા લાગ્યાં અને તેઓ ફાવે તેમ ગામેં ગામ લૂંટ ચલાવવા લાગ્યા. જે લોકો પાસે વિપુલધન સંપત્તિ હતી, તે લોકો પણ રસ્તામાં રખડતા ભિખારી બની ગયા. સર્વ લોકો દારુણ દારિદ્રાવસ્થા ભોગવવા લાગ્યા. આટલું છતાં જેઓ જન્મભૂમિની માયા–મમતા છોડી શકયા નહિં તેઓ આવી વિષમ સ્થિતિ થવા છતાં જન્મભૂમિમાં નિવાસ કરી રહ્યા. ઘણા લોકો પોતાના વતનનો ત્યાગ કરી જે આવ્યું તે લઇ દેશાન્તર વાસ કરવા નીકળી પડયા. મોટા પ્રાંતો, શહેરો, ગામડાંઓ ઉજજડ બનવા લાગ્યા. મરાઠા લોકોના અત્યાચારની સીમા નહોતી. તેઓ ઘરો બાળી નાંખતા હતા. અને ખેતરમાં અનાજ સરખું રહેવા દેતા નહિ.

ધીમે ધીમે આ ખબર નવાબ અલીવર્દીખાઁને પહોંચ્યા. દૂતે પદ્ધતિ અનુસાર નમન કરી કહ્યું, "જહાંપનાહ, દેશ, નગર અને ગામો વસ્તી વિહીન બની ગયાં છે. સર્વત્ર શ્મશાનતુલ્ય જણાય છે."

નવાબ અલીવર્દીખાઁએ પૂછયું, "કેમ, શાથી આ સ્થિતિ ઉદ્દ્ભવી છે ?"

દૂતે હાથ જોડી કહ્યું, "બાદશાહ, વરાર પ્રદેશથી રાઘાજી ભોંસલેના સેનાનાયક ભાસ્કર પંડિત અને પૂનાથી બાલાજીએ ધસી આવી સર્વ નગરોની આવી દુઃખદ્ હાલત કરી છે. પ્રજાજન પાસેથી જે કંઈ હતું તે સર્વ લૂંટી લેવામાં આવ્યું છે. સર્વ લોકો પ્રચંડ પરિતાપ ભોગવે છે. પ્રજા વર્ગનો મોટો ભાગ સર્વ-નાશ યોગે પોતાનાં વતન છોડી દેશાંતર નિવાસી થયો છે."

દૂતનાં વચન સાંભળી નવાબ અગાઢ વિચારમાં પડયો. પુનઃ તેણે પ્રશ્ન પૂછયો, "તે લોકો પ્રજાને પીડિત કરી તેઓની સંપત્તિનું હરણ કરે છે કે યુદ્ધમાં પણ ઉતરે છે ?

દૂતઃ—તેઓનાં વર્ત્તન પરથી જણાય છે કે રાજ્ય લોભ તેઓમાં જણાતો નથી. જો તેઓનો એ ઉદ્દેશ હોય તો શાસનૂ પ્રણાલિ સ્થાપવામાં જે મહા નિંદ્ય રીતિ કહી છે, તેવી રીત્યે લોકોનાં ધન માલ લૂંટી તેઓને ક્રૂર રીત્યે કેમ પજવે ?

અલીવર્દીઃ—ત્યારે તેઓનો ઉદ્દેશ શો છે ?

દૂતઃ—મને લાગે છે કે, તેઓ માત્ર અર્થાભિલાષી છે. તેઓ ધન માંગે છે.

દૂતનાં આવાં વચનો સાંભળી સહુ સભાજનો હસવા લાગ્યા,. તેઓ કહેવા લાગ્યા, " નિશ્ચય માનો કે તે લોકો ક્ષત્રી-વીર નથી, પણ તસ્કર-લૂંટારા છે. "

દૂતઃ—માનો કે તેઓ ચોર છે તો પછી તેઓને પોતાની સાથ સેના લાવવાની શી જરુર ?

અલીઃ—તેઓ સાથે કેટલું લશ્કર છે ?

દૂતઃ—લગભગ દશ હજાર માણસોનું !

અલીઃ--અન્ને લશ્કરો શું એક બીજા સાથે મળી ગયાં છે ?

દૂતઃ—નહિં; બંને જૂદા રહી લૂંટફાટ ચલાવે છે.

અલીઃ—તેઓના સેના નાયક કોણ છે ?

દૂતઃ—મેં આપને પ્રથમથીજ વિદિત કર્યું છે કે રાઘાજીનો ભાસ્કર પંડિત સેનાનાયક છે. અને બીજા લશ્કરનો અધિનાયક બાલાજી પોતે છે.

અલીવર્દીખાંએ થોડો વિચાર કરી પછી સૈન્યને સજ્જ થવાની આજ્ઞા કરી. અને તેજ દિવસે પ્રયાણ કર્યું. નવાબે વિચાર કર્યો કે, સૈન્ય લઇ, ચડાઇ લઇ જઇશ તો તેથી મરાઠાઓ ભય પામી

નાસી જશે. કિન્તુ આ વિચારમાં તેણે થાપ ખાધી હતી. શીઘ્ર તેના આ મંતવ્યનું નિવારણ થઇ ગયું. તેણે આગળ વધી જોયું તો જણાયું કે મરાઠાઓએ કટવારનો કિલ્લો હાથ કર્યો હતો. નવાબને જણાયું કે માત્ર ભય બતાવવાથી આ લોકો ડરી જાય તેવા નથી. જરુર યુદ્ધરંગ મચાવવો પડશે; મનમાં આવો સંકલ્પ કરી તરતજ તેણે છાવણી નાંખવાની આજ્ઞા કરી અને મરાઠાઓને યુદ્ધમાં ઉતરવાનું આમંત્રણ કર્યું. કિન્તુ મરાઠાઓ કટિબદ્ધ થયા નહિ. તેઓએ યુદ્ધ કરવું યોગ્ય ધાર્યું નહિ આથી તેઓએ એક યોજના ઘડી કાઢી, થોડુંક સૈન્ય નવાબના લસ્કર સામે લડવા મોકલ્યું અને તેનો બીજો હિસ્સો જૂદાં જૂદાં ગામોમાં લૂંટફાટ કરવાને મોકલી આપ્યો. " ચૌર્ય કાર્યમાં તેઓની નિપુણતાએ આડો આંક વાળ્યો રાત્રીએ નવાબની સેનામાંથી સેનાના કપડાં, શસ્ત્રો અને બધા પેય પદાર્થોની પણ ચોરી થઇ ગઇ.

આથી અલીવર્દીખાંનું ચિત્ત અત્યંત વ્યગ્ર થયું અને એક પ્રકારે તેનું મન નિરાશ થયું. દિનરાત તેના વિચારમાં વ્યતીત થવા લાગ્યા. મરાઠાઓ યુદ્ધ કરવા કોઈ રીત્યે ઇચ્છતા નહોતા. તેઓનો આશય એ હતો કે નવાબની ચિત્ત સમાધિ અસ્તવ્યસ્ત રહે અને તદનુસાર તેઓના લૂંટના વ્યાપારમાં કોઇ અંતરાય નાંખી શકે નહિ. આ પ્રસંગે મરાઠાઓએ સુયોગ મેળવી મુર્શીદાબાદ ઉપર આક્રમણ કર્યું અને ત્યાંના કુબેર સમાન અતુલ ધન સંપત્તિના સ્વામી જગતશેઠનું ઘર લૂંટયું. વિશેષતઃ તેઓએ વૈશ્ય વ્યાપારી અને માર્ગમાં જે ઘર સામે આવ્યાં તે સર્વને લૂટયાં. માત્ર રાજ્ય પ્રાસાદ અસ્પર્શ રહયો. જયારે નવાબે આ હકીકત સાંભળી ત્યારે

તેને અત્યંત ચિન્તા થઈ. તે યુદ્ધ ભૂમિનો ત્યાગ કરી રાજ્ય પ્રાસાદ અને પરિવારની રક્ષા કરવાને ત્વરાથી મુર્શિદાબાદ આવી પહોંચ્યો. તેણે શહેરમાં પગ મૂકયો કે બીજી બાજુએથી મરાઠાઓએ રૂખ સદ લીધી. નવાબે રાજ્યધાનીમાં આવી જોયું તો માલુમ પડયું કે શહેર સંપૂર્ણ રીતે શ્રીભ્રષ્ટ થઇ ગયું હતું. માણુસોની વસ્તી નહોતી અને જે કંઇ પ્રજા હતી તે સઘળી દારિદ્રવશાત અત્યંત દીન બની ગઇ હતી. ચોમેર હાહાકાર વર્તી રહ્યો હતો.

જગતશેઠના ખજાનામાંથી પ્રાય: એક કરોડ રૂપિયા લૂંટી જવામાં આવ્યા હતા. નવાબનું ચિત્ત અત્યંત ઉદ્વેગ પામ્યું. લોકો ને જેમ તેમ સમજાવી તેણે સ્થિર કર્યાં પણ તેના હૃદયનો વ્યાધિ કોઇ રીત્યે શમ્યો નહિં. મરાઠાઓએ જો જગતશેઠના ખજાનો લૂંટયો તો તેઓ ભવિષ્યમાં રાજ્યપ્રાસાદ લુંટાવાને તત્પર કેમ નબને? જ્યાં સુધી લુંટારાઓને પરાસ્ત કરી નસાડવામાં ન આવે ત્યાં સુધી રાજા પ્રજા ઉભયની સલામતી નથી, એમ તેની ખાત્રિ થઇછે.

અંતે દીર્ઘ વિચારણા પછી જ્યાં સુધી મરાઠાઓને તેના રાજ્યમાંથી નિર્મૂલ ન કરવામાં આવે ત્યાં સુધી રાજ્ય પરિવારની રક્ષાનો ભાર તેણે કોઇ ઉપયુકત જનને સોંપવા ધાર્યો. કારણકે યદિ પરિવાર સુરક્ષિત ન હોય તો દુશ્મનોનું દમન કરવાનું કાર્ય નિશ્ચિંત થઇ આરંભી શકાશે નહિં, એવું તેણે ધાર્યું વિચીક્ષણ અલીવર્દીખાંએ આ પ્રમાણે નિશ્ચય કરી પદ્મા અને મહાનન્દા નદી ના સંગમ પર ગોદાગાડો નામક સ્થાનપર વાસ-ભવન નિર્દિષ્ટ કરી પોતાના સર્વકુટુંબને ત્યાં નિવાસ કરવા મોકલ્યું અને તેના રક્ષણનો સર્વ કાર્યભાર પોતાના જમાઇ નવાજિશ મુહમ્મદને સોંપ્યો.

આ પ્રમાણે દીર્ઘદ્રષ્ટિથી કામ લેવામાં નવાબનો બીજો પણ ઉદ્દેશ હતો. પદ્મા અને મહાનન્દા બન્ને નદીઓ અત્યન્ત વેગવાળી હતી. તેને પાર ઉતર્યા વગર મરાઠાઓ સહેલાઇથી ગોદાગાડી ઉપર આક્રમણ કરી શકશે નહિં એવું માની પોતાના પરિવારને ત્યાં મોકલવામાં તેનો નિશ્ચય વિશેષ દ્રઢીભૂત થયો હતો પરિવારના આવા શાન્તિ નિરુપણથી નવાબ સમ્પૂર્ણ નિશ્ચિંત થયો નહિ લૂંટારાઓની દોડધામથી રાજ્યમાં અશાંતિ પેઠી હતી અને ઘણે સ્થળે અરાજકતા વ્યાપી હતી. પ્રથમ તેણે તેનું નિવારણ કર્યું અને સઘળે સ્થળે જયઘોષણકરી ઉચિત બંદોબસ્ત કર્યો. સિરાજુદ્દૌલ ને શિર મુર્શિદાબાદની રક્ષાનો ભાર નાંખવામાં આવ્યો. દિવાન રાજવલ્લભ ને ઢાકા સુરક્ષિત રાખવાનું સોંપવામાં આવ્યું અને જૈનુદ્દિન તથા સય્યદ અહમદને પટણા, પૂર્નિયા અનુક્રમે રક્ષણ અર્થે સોંપવામાં આવ્યાં.

આટલો બધો સુયોગ્ય બંદોબસ્ત રાખવા છતાં મરાઠાનો પ્રભાવ રૂંધી શકાયો નહિ. તેઓએ નવાબ અને તેના માણસોને ભૂલથાપ ખવડાવી પોતાનો વ્યવસાય જારી રાખ્યો. હંમેશાં નવી ફરીયાદો નવાબ પાસે આવવા લાગી અને પ્રજા પોતાના દુ:ખ અને દુર્ગતિની ફરિયાદ તેની પાસે લાવી મુક્તિ અર્થે પ્રાર્થના કરવા લાગી. ઘણા લોકોએ પોતાના જન્મસ્થાનોનો ત્યાગ કરી પુન: જંગલવાસ કર્યો. નવાબે જોયું કે મરાઠાનો પ્રભાવ તોડી પાડવો એ સહેલું કામ નથી. દુ:શ્મન સામે લડીને પરિણામ લાવી શકાય છે પણ ધાડપાડુઓને સહજમાં પહોંચી વળાતું નથી. લુટારાંઓ રાજ દંડથી ડરે છે. ? ચોરો ચોરી કરી લોકોના ધનમાલ એંઠળવે છે પણ

ધાડપાડુઓને કોઇનો ડર હોતો નથી. તેઓ રાજદંડથી ડરતા નથી. અને લોકોના જાનમાલ જાહેરમાં ખુંચવી લે છે. આવાં અત્યાચારીઓને તો છલબલથી અથવા યુકિત પ્રયુકિતથી વશ કરી શકાય અથવા તો તેઓનો સમૂળગો નાશ થાય તો નિસ્તાર પમાય, અન્યથા નહિં.

કોઇ રીત્યે નવાબને શાન્તિ વળી નહિ. ઘડી પણ ચિત્ત સ્થિર થતું નહિં. રાતદિવસ તેને સૈન્ય સાથે મરાઠાઓની પાછળ ફરવું પડતું હતું. જ્યારે તેણે જોયું કે મરાઠાઓને યુદ્ધ વડે પરાસ્ત કરી શકશે નહિ ત્યારે તેણે એક યુક્તિ રચી બાલાજી પાસે સંધી-પ્રાર્થના માટે તેણે એક દૂત મોકલ્યો.

યથાસમય દૂત બાલાજી પાસે પહોંચ્યો. દ્વારપાલે બાલાજીને દૂતના આગમનની ખબર પહોંચાડી દૂતને અંદર આવવાની આજ્ઞા આપવામાં આવી. અંદર પહોંચતાજ તેણે અત્યંત વિનય પૂર્વક બાલાજીને નમન કર્યું. બાલાજીએ તેને બેસવા ફરમાવ્યું અને પછી પૂછ્યું, દૂત તું ક્યાંથી આવે છે ? દૂતે ધીમે સ્વરે કહ્યું, " હું નવાબ અલીવર્દીખાંના શિબિરમાંથી આવું છું. "

બાલાજીના વિસ્મયની સીમા રહી નહિ ! નવાબ તેનો પ્રબળ શત્રુ હતો. શત્રુએ દૂત મોકલ્યો છે તેનું શું કારણ હોવું જોઇએ ? કુતુહલવશ થઈ તેણે દૂતને પૂછ્યું, ' નવાબની શી ઇચ્છા છે ? તને અંત્રે શા માટે મોકલવામાં આવેલ છે ?

દૂતઃ—આપના સાથે સન્ધિ કરવાને.

બાલાજી ગર્વપૂર્વક બોલ્યો, " ત્યારે શું નવાબને અંતે મારા બળનું યથાર્થ ભાન થયું છે ? યુદ્ધમાં મને પહોંચી વળવું અસાધ્ય

આની તે શું સલાહનો પ્રસ્તાવ કરવા માગે છે? વારૂ, બહુ સારૂં! તારાં આ વચનથી મારું હૃદય અત્યંત સંતુષ્ટ થાય છે. મરાઠાઓ સામે યુદ્ધ કરવું અને તેઓને અંકુશમાં લાવવાની ચેષ્ટા કરવી, એ નવાબ જેવા વૃદ્ધ પુરૂષનું કામ નથી. જો નવાબને આ સુમતિ સૂઝી નહોત તો એક વખત એવો આવત કે તેને મુર્શિદાબાદનું રાજ્યપદ પણ ભવિષ્યમાં છોડવું પડત. હવે મને સમજાય છે કે નવાબ બુદ્ધિમાન્ અને ચતુર છે. યુદ્ધમાં મરાઠાઓથી હારી ભવિષ્યમાં પોતાની સ્થિતિ હાસ્યાસ્પદ બનાવવી તે પહેલાં સન્ધિનો પ્રસ્તાવ કરી તેણે પોતાના પ્રતાપને અખંડ રાખવાની આ ઘટના રચી છે. પરંતુ ચિન્તા નહિ! મને તેની એ ઇચ્છા મંજુર છે."

બાલાજીનાં આ તીક્ષ્ણ અને ગર્વિષ્ટ વાક્ય દૂતથી સહન થઈ શક્યાં નહિં. તેણે હાથ જોડી કહ્યું, "વીરવર, યદિ વાતચિત દરમ્યાન આ દાસના મુખમાંથી કોઈ અનુચિત વાત નીકળી જાય તો ક્ષમા કરશો. આપ જે અનુમાન કરો છો, તે ભ્રમણા માત્ર છે. નવાબ અલીવર્દીખાઁ યદ્યપિ વૃદ્ધ બની ગયા છે છતાં તેના સામે હાથમાં તલવાર પકડી યુદ્ધ ખેલવું એ એક વીર પુરૂષ માટે પણ અતી કઠિન છે. આપની સેના કંઇ મોટી નથી. નવાબ તમારૂં બળ જોઇને જરા પણ વિચલિત થયા નથી. વિશેષતઃ દિલ્હીશ્વર મુહમ્મદશાહ વિદ્યમાન છતાં જે સ્વાધીન ભાવથી બંગાલ, બિહાર, ઓરીસા ઉપર શાસન ચલાવે છે તે આપનું મુઠ્ઠી ભર સૈન્ય જોઈ ડરી જાય એવું આપ સમજશો નહિં. યુદ્ધમાં તે કંદિ પાછી પાની કરે તેમ નથી.

બાલાજીઃ—વારૂં, તું જે કંઇ કહે છે તેમાં મને વિશ્વાસ છે. કિન્તુ નવાબનું લશ્કર કેટલું છે?

દૂતઃ—ક્ષમા કરો ! આ પ્રશ્નનો ઉત્તર હું આપી શકતો નથી. પરંતુ આપની અહિંઆ ભૂલ થાય છે. યુદ્ધમાં ફોજની સંખ્યા શું કરી શકે છે ? લડાઇમાં યુદ્ધ કૌશલ પ્રમુખપદ ભોગવે છે. જે સરદાર યુદ્ધ કૌશલ જાણતો નથી તેનો અસંખ્ય સૈન્ય અને વિપુલ યુદ્ધ સામગ્રી હોવા છતાં પરાજ્ય થાય છે.

દૂતનો આ યુકિતપૂર્ણ ઉત્તર સાંભળી બાલાજીનો અંતરાત્મા સંતોષ પામ્યો. પુનઃ તેણે પૂછ્યું, " દૂત, મને એક પ્રશ્ન પૂછવાની ઉત્કંઠા થાય છે. જો નવાબ અલીવર્દીખાઁને મરાઠાઓ અને બાલાજીનો ત્રાસ ન જણાયો હોય તો પછી આમ સન્ધિ અર્થે તને મોકલવાનો હેતુ શું છે ? " દૂતે આ પ્રશ્ન સાંભળી સહાસ્ય કહ્યું, " સરદાર તેનો આશય જૂદો છે."

બાલાજીઃ—શો આશય છે, તે તું જાણે છે ?

દૂતઃ- હા ! તે મને જ્ઞાત છે !

બાલાજીઃ—તું દૂત હોવા છતાં નવાબનો અભિપ્રાય કેમ જાણી શકયો ! શું તેણે પોતાની મનઃસ્થિતિ તારા પાસે પ્રત્યક્ષ કરી હતી ?

દૂતઃ—નહિં નવાબે મને કંઇ કહ્યું નથી.

બાલાજીઃ—ત્યારે પછી આ વાત તું કેવી રીત્યે જાણી શકયો ?

દૂતઃ—વીરવર ! જે દૂતનું કામ કરે છે તે પોતાના માલિકના મુખ ઉપરથી તેનો મનોભાવ કળી શકે છે જે દૂત આવી શક્તિ ધરાવતો ન હોય, તે દૂતનું કામ કરવાને અયુક્ત સમજવો.

બાલાજીઃ—ત્યારે તું વર્ણવીશ કે સન્ધિનો પ્રસ્તાવ કરવામાં નવાબનો શું આશય છે ?

દૂતઃ—હા ! ઘણી ખુશીથી ! નવાબ બહાદુર મરાઠાઓ સાથે સન્ધિ કરવા માગતા નથી. તેમની ઇચ્છા આપની સાથે સન્ધિ કરવાની છે.

બાલાજી વિસ્મિત મુખે પૂછવા લાગ્યો, "મરાઠાઓ સાથે સન્ધિ કરવાને બદલે કેવલ મારા સાથે સન્ધિ કરવામાં શું પ્રયોજન સમાયેલું છે ?"

દૂતઃ—નવાબ બહાદુરને ધાડપાડુની પ્રકૃતિવાલા પંડિત ભાસ્કર તરફ અંતરથી તિરસ્કાર છે જે પુરૂષ યુદ્ધમાં ઉતરવાને બદલે કાયર પુરૂષની પેઠે-ચોરોની પેઠે લોકોને પજવે છે તેની સાથે આપ માની શકો છો કે બંગાલ, બિહાર, ઓરીસાના નવાબ મિત્રતા કરે? ભાસ્કર પંડિત મરાઠાના નામને લાયક નથી. ડાકુ છે. વીરહૃદય—અલીવર્દિખાં તેની સામે મિત્રતા નહિ રાખવામાં પોતાનું ભૂષણ સમજે છે. આપ વીર અને તેજસ્વી સેના નાયક છો. તેથીજ નવાબ આપની સાથે સન્ધિથી આબદ્ધ થવાની અભિલાષા ધરાવે છે. તેમનો આંતર હેતુ એ છે કે આપ જેવા વીર પુરૂષની મદદથી દિલ્હીનું સિંહાસન પોતાના અધિકાર નીચે લાવવું.

દૂતનાં આ અપૂર્વ ચતુરી ભર્યાં વચનો સાંભળી બાલાજી વિશેષ પ્રશ્નોત્તર કરી શક્યો નહિ. તેણે કહ્યું, "સન્ધિ અર્થે નવાબ શું શરતો કરવા માગે છે ?"

દૂત યદિ આપ નવાબને સહાયતા આપી દિલ્હીશ્વરને પરાસ્ત કરવામાં સહાયભૂત થાવ તો ભવિષ્યમાં નવાબ આપને મુર્શિદાબાદની રાજ્ય ગાંદી ઘણી ખુશીથી આપશે અને આપને તેના અધિરાજ બનાવશે.

**બાલાજી !**—હું આ પ્રસ્તાવ સાથે સમ્મત નથી. મુસલ્માન દિલ્હીનાં સિંહાસન પર બેસે.

અને હું હિન્દુ મુસલ્માનને આધીન રહું, એ નહિં બનવા જેવી વાત છે. મરાઠાઓ કદિ મુસલ્માનને નમવાના નથી.

**દૂતઃ**—તો પછી આપ શી શરતો થાય તો સન્ધિ કરવાને ઉદ્યત થાવ ?

**બાલાજીઃ**—મને દ્રવ્ય જોઇએ છિએ. જો અલીવર્દીખાંને સલાહ કરવાની ઇચ્છા હોય તો અર્થ લાભ શિવાય હું બીજી કોઈ માગણી સાથે સમ્મત નથી.

દૂત મનમાં હસ્યો અને બોલ્યો, " આપ કેટલું દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખો છો ?

**બાલાજીઃ**—એક કરોડ રૂપિયા.

**દૂતઃ**—તે તમને આપવામાં આવે તો આ દેશમાંથી ચાલ્યા જવાનું વચન આપો છો ?

**બાલાજીઃ**—ખુશીથી !

**દૂતઃ**—પુનઃ તો નહિં આવો ?

**બાલાજી**—નવાબને કદાચ મારી સહાયની આવશ્યક્તા જણાયતો આવીશ નહિં તો કદિ નહિં !

**દૂતઃ**—તો હવે સન્ધિ કરવાનું નક્કી થાય છે. આપ આપને નિર્ણિત રકમ મળે એટલે સન્ધિ પત્ર પર હસ્તાક્ષર કરી આપજો હવે હું જવાની આજ્ઞા માગું છું.

આટલું કહી દૂતે પ્રયાણ કર્યું.



# પરિચ્છેદ ૯

## સંધિ કરવાના પ્રયત્નો.




લાજી સાથે સન્ધિ કરવાનું નવાબે નક્કી કર્યું, પણ રુપિંઆ ક્યાંથી લાવવા "અલીવર્દીખાંએ જોયું કે ખજાનામાં તેટલા રુપિયા નથી. આથી તેનું ચિત્ત અપાર ચિન્તા સાગરમાં નિમગ્ન થયું યદિ બાલાજીને ઇચ્છિત દ્રવ્ય નહિં આપવામ આવે તો મરાઠાના અત્યાચારથી ભવિષ્યમાં દેશની વિશેષ અધોગતિ થવાની. લોક ભૂખેમરશે અને દેશ છોડી ભાગી જશે. પ્રજાને લીધે રાજાનું અસ્તિત્વ છે. પ્રજાના સુખમાં રાજાનું સુખ સમાયેલું છે, પ્રજાની શાન્તિ તે રાજાની શાન્તિ છે, પ્રજાનું ધન તે રાજાનું ધન છે. અને પ્રજાના મંગલમાંજ રાજાનું મંગલ છે. જ્યારે રાજા પ્રજાનો આવો ઘનિષ્ટ સંબંધ છે ત્યારે પ્રજા અત્યાચારથી વતનનો ત્યાગ કરે, અન્ન વગર ભૂખેમરે, તો પછી રાજા રાજ્ય શી રીતે ભોગવે અને કોના ઉપર રાજ્ય કરે?

નવાબે ધાર્યું કે જ્યાં સૂધી બાલાજીની દ્રવ્યાભિલાષા સંતોષવામાં નહિ આવે ત્યાં સૂધી પ્રજા શાન્ત પામશે નહિ અને ઉપદ્રવ શાંન્ત થશે નહિ. તેના હૃદયમાં દારૂણ વ્યાકુલતા આવી વ્યાપ્ત થવા લાગી અને જેવી રીત્યે રાજા હરિશ્ચંદે ઋષિ વિશ્વામિત્રનું ઋણ જ્યાં સૂધી ચૂકાવ્યું નહોતું ત્યાં સૂધી તેને સંસાર સમસ્ત અંધકારમય લાગતો હતો તેવી રીત્યે અલીવર્દીખાંને અખિલવિશ્વ અંધકારમય જણાવા લાગ્યું. જ્યારે તેને કોઇ ઉપાય મળ્યો નહિ ત્યારે તેણે નિરાશ થઇ

અંતે સિરાજુદ્દૌલાની સલાહ લેવાનું ઉચિત ધાર્યું. માતામહના આજ્ઞા મળતાં શીઘ્ર સિરાજુદ્દૌલા હીરાઝીલમાંથી રાજભવનમાં આવી પહોંચ્યો. નવાબ તેની રાહ જોઇ રહયો હતો. તેણે દૌહિત્રનો અત્યંત આદર પૂર્વક સત્કાર કર્યો અને મંત્રણાગૃહમાં જઇ તેને પોતાની સામે આસન આપ્યું. ક્ષેમકુશળ પૂછ્યા બાદ નવાબે વાતચિત શરૂ કરી :-"સિરાજ, ધાડ પાડુઓના ભયથી રાજ્યમાં મોટી ઉથલ પાથલ થઈ રહીછે. પ્રજા અત્યંત કષ્ટ પામેછે કોઈએ દેશાન્તર વાસ કર્યોછે, કોઇએ જંગલમાં જઇ આશ્રય લીધો છે. પ્રજાને લીધે રાજાનુ રાજય છે. રાજાજે પ્રજાનાં ધન, પ્રાણ, કુલ—મર્યાદાની રક્ષા ન કરે, પ્રજાનાં દુઃખથી દુઃખી થાય નહિં અને તેને દુઃખોમાંથી મુક્ત કરવાને યત્ન ન કરે તો અંતે તે રાજાના રાજયનો નાશ થાય છે. જો આપણે મરાઠાઓના ત્રાસથી પ્રજાનું રક્ષણ કરશું નહિ તો રાજ્ય શ્મશાન બની જશે માટે આપણે કોઇ પણ ઉપાયે પ્રજાના રક્ષણનો માર્ગ શોધી કાઢવો જોઈએ?"

સિરાજઃ—વડીલશ્રી, મરાઠાઓનું દમન કરવામાં આટલી બધી ચિન્તા શા માટે કરો છો! યુદ્ધમાં આપણે તેઓનો પરાજય કરશું આપની સત્તા આગળ તેઓની શક્તિ શી કે માથું ઉંચું કરી શકે!

નવાબે જરા વિષાદ યુક્ત હાસ્ય કરી કહ્યું, "સિરાજ, તલવારની સહાયથી અથવા યુદ્ધ વડે હું જો તેઓનો પરાજય કરી શકું તો પછી આમ ચિન્તા કરવાની જરૂર શી? જો તેમ બનતું હોય તો મરાઠાઓને આપણે ક્યારના હાંકી કાઢયા હોત! પરંતુ સિરાજ યુદ્ધમાં તેઓનો પરાજય કરવો અને આપણા દેશમાંથી તેઓને હાંકી કાઢવા એ સહજ સાધ્ય નથી.

સિરાજઃ—તો શું મરાઠાઓ એવા વીર છે કે તેઓનો પરાજય કરવો આપણા માટે અશકય છે !

નવાબઃ—હા સિરાજ ! એક રીત્યે તેઓમાંથી મારો પરાજય થયો છે. જો તેઓ સામે આવીને યુદ્ધ કરે તો કંઇ ચિન્તા નહિ ! તેઓ તો લૂંટફાટ ચલાવવા માગે છે. તેઓના દરેક પ્રયત્ન લૂટફાટ કરવાની સરલતા યોજવા માટે હોય છે. કદાચ તેઓ સામા આવે છે ! તો વાસ્તવિક તેમાં તેજ સ્વાર્થ રહેલ હોય છે. વિશેષમાં તેઓ યુદ્ધ કરતા નથી.

સિરાજઃ—આપે શું તેઓના સામે યુદ્ધ કર્યું હતું ?

અલીઃ—મેં તે લોકો ઉપર આક્રમણ કર્યું તો તેઓએ થોડું સૈન્ય મારા સામે લડવા મોકલ્યું અને શેષ ભાગ લુંટફાટ કરવા નીકળી પડયો તેઓ અત્યંત કુશળ છે. યદિ આપણે તેઓને વશ નહિં કરી શકશું તો રાજ્ય રક્ષણની આશા તે માત્ર દુરાશાજ સમજવી. વળી બાલાજી અત્યંત ચતુર છે. તેના પાસે મોટું સૈન્ય છે. પહેલાં આપણે તેને નિયમમાં લાવવો જોઇએ, પછી પંડીત ભાસ્કરનો આપણે સહેલાઇથી પરાજય કરશું.

સિરાજઃ—તો પછી આપે શી યોજના ઘડી રાખવી છે?

અલીઃ—ભાઇ તે ઉપાય મેં યોજી રાખ્યો છે. બાલાજી સન્ધિ કરવામાં સમ્મત થયો છે.

સિરાજઃ—ત્યારે ઢીલ શા માટે કરવી? કોઇપણ ઉપાયે પ્રજાના દુઃખનું નિવારણ થઇ શકતું હોય તો રાજાએ તે માર્ગ ત્વરાથી ગ્રહણ કરવો જોઇએ

અલીઃ—તે હું સાચી રીત્યે જાણું છું પરંતુ એક અગત્યના સબબને લીધે સન્ધિ હજુ થઇ શકી નથી.

સિરાજ :—વડીલશ્રી ! એવું શું કારણ છે ?

અલી :—બાલાજી દ્રવ્ય માગે છે. તે સિવાય તે કોઇ રીતે સમજતો નથી.

સિરાજ:—મારૂં માનવું છે કે શત્રુ રાજ્યની આકાંક્ષા રાખ્યાં વગર માત્ર દ્રવ્ય માંગતો હોય તો તે તેને આપી શાન્ત કરવો એ ઘણું સારૂં છે.

અલીવર્દીખાં સિરાજના આ પ્રત્યુતરથી કંઇક અપ્રસન્ન બન્યો. તેણે કહ્યું. " સિરાજ તું કહે છે તે સાચું છે પરંતુ એટલા રૂપિયા કયાં છે ? "

સિરાજ:—શું રાજ્ય ભંડારમાં એટલું દ્રવ્ય નથી ?

અલી:—જે કંઇ છે તેનાથી કાર્ય સાધી શકાય તેમ નથી.

સિરાજ:—બાલાજીને આપણે કેટલું દ્રવ્ય આપવું જોઇએ ?

અલી:—એક કરોડ રુપિયા ! સિરાજ જો આટલું દ્રવ્ય આપણે બાલાજીને આપી શકીયે તોજ રાજ્ય રક્ષા થઈ શકશે તારે એક કામ કરવું પડશે.

સિરાજ:—શું કામ? ખુશીથી આજ્ઞા કરો.

અલીવર્દીખાંએ અત્યંત ગંભીરતાપૂર્વક તેમજ કતરાયેલી આંખે કહ્યું, " સિરાજ વિશેપ શું કહું ? જો તું મને ત્રીસ લાખ રૂપિયા એકત્ર કરી આપે તો હું બાલાજી સાથે સન્ધિ કરી રાજ્ય રક્ષા કરૂં ? નહિંતો પરિણામ અત્યંત અનિષ્ટ આવશે " સિરાજુદ્દૌલાએ હસી પ્રત્યુત્તર વાળ્યો "વડીલશ્રી દ્રવ્ય માટે આપ આવી પ્રગાઢ ચિન્તા શા માટે કરો છો? આપને આધીન રાજા મહારાજાઓ

જમીનદારો ઇત્યાદી છે. તમે તેઓની પાસેથી સહેલાઇથી દ્રવ્ય મેળવી શકશો.'

અલી :—હું નથી ધારતો કે તે લોકો ખુશીથી આપે! કદાચ તેઓને દ્રવ્ય આપવાની ફરજ પાડવામાં આવે તો મને શંકા રહે છે કે તેઓ મરાઠાઓ સાથે મળી જવાની તક સાધશે!

સિરાજ! રાજ્ય ચલાવવું એ અત્યંત કઠિન વસ્તુ છે. સ્થળે સ્થળે વિરોધ ભાવ ઉત્પન્ન થાય છે. અનેક આપત્તિઓ આવી ઉપસ્થિત થાય છે! પળવારમાં વિચિત્ર પરિવર્તનો થતાં વાર લાગતી નથી! તેટલા માટે સમ્પૂર્ણ વિચાર કરી, દીર્ઘદ્રષ્ટિ વાપરી પ્રજાનું હૃદય સમજી રાજાએ રાજ્ય કરવું જોઇએ. આ પ્રસંગે મારી ઇચ્છા રાજાઓ પાસેથી દ્રવ્ય મેળવવાની નથી. કદાચ તેનું વિપરીત પરિણામ આવે!

સિરાજ:—વડીલશ્રી! હું એમ નથી કહેવા માગતો કે આપ તેઓને કોઈ પણ જાતની જામીનગીરી વગર દ્રવ્ય આપવાની ફરજ પાડો. આપ તેઓના પાસેથી કરજે રૂપીઆ મેળવો. હું નથી ધારતો કે પછી તેઓને અસંતુષ્ટ થવાનું કંઇપણ કારણ રહે! આપ એક વખત તેઓને તેવી મતલબનો પત્ર લખો. હું ખાત્રી પૂર્વક જણાવું છું કે તેઓ આપની માગણી વિના સંકોચે સ્વીકારશે.

સિરાજની આ સલાહ નવાબને પસંદ આવી. તેને અંધકારમાં માર્ગ મળ્યો! તેણે અત્યંત આનંદથી સિરાજનું મુખ પકડી કહ્યું "તારાં સૂક્ષ્મ બુદ્ધિબળનું મને આજે યથાર્થ ભાન થયું છે! ધન્ય છે તને! હવે મને શ્રદ્ધા રહે છે કે રાજ્યનું રક્ષણ થશે."

સિરાજ:—વડીલશ્રી, આપ દ્રવ્ય આપી બાલાજી સાથે સન્ધિ કરવા માગો છો પરંતુ પંડિત ભાસ્કરને શાન્ત કરવા કયો માર્ગ ઇષ્ટ ધાર્યો છે?

અલી:—એક વખત બાલાજી સાથે સન્ધિ થાય પછી ભાસ્કરનો ડર નથી. બાલાજી બંગાલાનો ત્યાગ કરે કે તરતજ તારે સમજવું કે ભાસ્કર આ દેશનો ત્યાગ કરશે.

સિરાજ:— ભાસ્કર પંડિત અને બાલાજી બંન્ને ભિન્ન ભિન્ન દેશના છે. બાલાજીની સાથે સન્ધિ કરવાથી ભાસ્કર તેનું પાલન કરવાને બંધાયલો નથી. બાલાજી સન્ધિ યોગથી પોતાને વતન જશે પણ હું માનું છું કે તેથી ભાસ્કર પંડિત ઉપદ્રવ કરતો અટકશે નહિં.

અલી:—સિરાજ ! રાજા, મહારાજા, બાદશાહ, સમ્રાટ સર્વમાં કૌશલ એ એક અધિક બલ છે. અસંખ્ય સૈન્ય હોવા છતાં જે જય મેળવી શકતો નથી, જેના પાસે દ્રવ્ય હોતું નથી, તે કૌશલ્ય બળે જય મેળવે છે. ભાઇ સિરાજ ! આ સમયે હું તે કૌશલ ગુપ્ત રાખવા માગું છું. કદાચ એ પોતેજ પ્રકાશમાં આવશે ! કૌશલ બળ વડે જ્યારે કોઇ કામની સિદ્ધિ કરવી હોય ત્યારે કોઇ દહાડો પ્રથમથી તેનો પ્રકાશ કરવો નહિ.

સિરાજે વિશેષ કંઇ પૂછયું નહિ ! તેણે આજ્ઞા માગી હીરાઝીલ તરફ પ્રયાણ કર્યું. અલીવર્દીખાંએ રુણ મેળવવાના પત્રો લખી રાજા, મહારાજાઓ ઉપર રવાના કર્યા.



# પરિચ્છેદ ૧૦

---

## ભાસ્કર પંડિતની માગણી.



અંતે સંધિ થઇ ! બાલાજીએ ત્રો પછી અલીવર્દીખાંના રાજ્યમાં અત્યાચાર-ઉપદ્રવ, યુદ્ધ-વિગ્રહ ઇત્યાદિ કશું કર્યું નહિ. તે પોતાનું સૈન્ય લઇ પુના ચાલ્યો ગયો. બાલાજીએ એક કરોડ રુપિયાનો સ્વીકાર કર્યો અને સલાહ કરી તેની નવાબે ચોમેર ઘોષણા કરી દીધી. વિશેષતઃ તેની સાથે એ પણ ઉમેર્યું કે યદિ પંડિત ભાસ્કર આવી રીત્યે દ્રવ્ય લાભ મેળવી સન્ધિ કરવાને તત્પર હોય તો નવાબ તેમ કરવાને ખુશીથી સમ્મત થશે. નવાબની આ ઇચ્છા દેશમાં સર્વત્ર પ્રકટ કરવામાં આવી. જ્યારે ભાસ્કર પંડિતે સાંભળ્યું કે નવાબ રુપિયા આપી સન્ધિ કરવાને તયાર છે; ત્યારે કયો માર્ગ ગ્રહણ કરવો તત્સંબંધી તેના હૃદયમાં વિચારો ઉપર વિચાર આવવા લાગ્યા. આજ સૂધીના તેના વ્યવસાયમાં આ એક વિશેષ ચિન્તા આવી ઉમેરાણી. કયા માર્ગનું અવલંબન કરવું તે સંબંધી દીર્ઘ કાળ સૂધી વિચાર્યા છતાં તે ચોક્કસ નિર્ણય ઉપર આવી શકયો નહિ. આથી તેણે શીઘ્ર પોતાના વિશ્વાસુ સલાહકાર દેવવરને બોલાવી મંગાવી તેમને અભિપ્રાય મેળવવો ઇષ્ટ ધાર્યો. આજ્ઞા પ્રમાણે દેવવરના આગમન પછી તેણે તેને પૂછ્યું, " દેવવર નવાબે જે ઉદ્‌ઘોષણા કરી છે, તે તમે સાંભળી હશે.

દેવ:—હા, પ્રભુ, તે મને વિદિત છે!

**ભાસ્કર:—**દેવવર, ત્યારે આપણા માટે હવે કયો માર્ગ ઇષ્ટ છે? જે માર્ગ આપણે ગ્રહણ કર્યો છે તે ઉપરજ ચાલવું કે નવાબ સાથે સન્ધિ કરી રુપિયા લઈ સ્વદેશ વિદાય થવું? મેં અત્યારસૂધી તે સંબંધે ઘણો વિચાર કર્યો છે પરંતુ મારું ચિત્ત કોઇ દિશામાં સ્થિર થતું નથી. તમે કયો માર્ગ પસંદ કરો છો!

**દેવવર:—**પ્રભુ, આવી મહત્વની બાબતમાં આપ મારી સલાહ લ્યો છો તેથી હું મને અત્યંત ભાગ્યશાળી સમજું છું. કિન્તુ હું આપનો તાબેદાર છું! હું આપ જેવા સુજ્ઞને શી સલાહ આપી શકું? મુખ્યત્વે કરીને સન્ધિ એ અત્યંત જોખમભરેલી બાબત છે. તેથી વસ્તુતઃ મંગલ પરિણામ આવશે કે હાનિ થશે તે સૂક્ષ્મ દ્રષ્ટિથી જણાવવું એ મારા જેવા સાધારણ સિપાઇ માટે અત્યંત કઠિન છે. પ્રભો! હું સત્ય કહું છું કે આ બાબત સંબંધી ચોક્કસ મત આપતાં મારું હૃદય અત્યંત ભયાન્વિત બને છે.

**ભાસ્કર:—**દેવ વર, એવો ભય રાખવાનું શું પ્રયોજન છે?

**દેવવર:—**ભવિષ્ય સાનુકૂળ નિવડશેજ તેની ખાત્રિ હમણાંથી કેમ અપાય!

**ભાસ્કર:—**દેવવર, તેવો ભય તમે રાખો નહિં તમે સાધારણ સૈનીક છો, પરંતુ તમારાં બુદ્ધિ ચાતુર્ય અપૂર્વ છે, તમે દીર્ઘ દ્રષ્ટિ વાપરી શકો છો, તેમજ સંજોગોને અનુસરી નિર્ણય આવી શકો છો! તમારામાં મને શ્રદ્ધા હોવાથી મેં તમારી સલાહ મેળવવી ઉચિત ધારી છે તમે નિર્ભય બની તમારો સ્વતંત્ર અભિપ્રાય જાહેર કરો.

દેવ:—સ્વામીન્! જ્યારે તમે આગ્રહપૂર્વક મારી સલાહ લેવા માગો છો ત્યારે મારો મત એ છે કે **નવાબ** સાથે સન્ધિ કરી લેવો, એ હવે આપણા માટે ઇષ્ટ છે.

**ભાસ્કર:**—તમારા આ અભિપ્રાયની દ્રઢતામાં કંઈ કારણ દર્શાવી શકશો?

આ પ્રશ્ન સાંભળતાંજ દેવવર ભય પામ્યો. તેનું વદન ફીક્કુ પડી ગયું. તેણે અત્યંત શિષ્ટતા પૂર્વક કહ્યું, ' પ્રભો! યદિ મારો અભિપ્રાય તમને રુચીકર ન જણાય તો ક્ષમા કરશો મેં તો પહેલેથી આપને જણાવ્યું છે કે હું આપનો આજ્ઞાકિત દાસ છું. માત્ર આપની આજ્ઞાથી મેં મારો નમ્ર મત દર્શાવ્યો છે.

**ભાસ્કર:**—દેવવર! ગભરાઓ નહિ. શાન્ત થાવ? તમે વૃથા શંકા ન કરો હું તમારા ઉપર અપ્રસન્ન નથી! તમારી સલાહનો હું અત્યંત આદરપૂર્વક સ્વીકાર કરું છું **નવાબ** સાથે સન્ધિ કરવામાં આપણું શ્રેય છે અને તેજ માર્ગ આપણા માટે હિતાવહ છે તે વિચાર મને પહેલાં પણ આવ્યો હતો. તમને કારણ પૂછવાનો આશય એ છે કે જે બાબત સંબંધી મારી મનોસ્થિતિ અસ્થિર હતી, ત્યાં તમે તમારું મન કેવા દ્રઢ હેતુથી સ્થિર કર્યું છે, તે હું જાણવા માગું છે. તેથી વિના સંકોચે કારણ પ્રકટ કરો.

દેવ:—પ્રભો! મારા મનમાં એ વિચાર આવ્યો કે **બાલાજીનું** સૈન્ય આપણાથી ઘણું વધારે હતું છતાં તે **નવાબ** પાસેથી એક કરોડ રુપિયા લઇ પુનઃ ચાલ્યો ગયો તો પછી તેના પરિણામ ઉપર શ્રદ્ધા રાખવાને બદલે આપણે આપણા માર્ગમાં પ્રર્વતમાન રહેવું એ ઇષ્ટ નથી. આપણા નાના સૈન્ય વડે **નવાબ** સામે યુદ્ધ કરી હવે

એકલે હાથે મુકાબલો કરવો એ સંજોગો આપણા માટે હવે અનુકૂળ નથી. જ્યાં સુધી બાલાજીનું લશ્કર વિદ્યમાન હતું ત્યાં સૂધી આપણુને આપણા માર્ગમાં ઘણી અનુકૂળતા હતી અને એક બીજાની સહાયતા મેળવી એકના સામે નવાબનું લશ્કર આવી યુદ્ધ કરે તો બીજો તરત બીજા પ્રદેશમાં ઉતરી નવાબનો ઉત્સાહભંગ કરે એવી તકો આપણે મેળવી શકતા, પરંતુ હવે આપણુને એવી સરળતા મળી શકશે નહિં ! કોઇપણ જાતના રક્તપાત વગર જો સન્ધિ કરવાની આવી શ્રેષ્ટ તક આપણુને મળતી હોય તો તેને હવે જવા દેવી યુક્ત નથી

દેવવરના વિચારશીલ વાકયો સાંભળી ભાસ્કર અત્યંત પ્રસન્ન થયો. તેણે અત્યંત આદરપૂર્વક તેનો હાથ પકડી કહ્યું, "દેવવર, તમારી વિલક્ષણ વિચાર શક્તિએ આજ સૂધીમાં મને ઘણા લાભ મેળવી આપ્યા છે. તમે જે કારણો દર્શાવ્યાં છે તે મને માન્ય છે ભવિષ્યમાં આવા દુષ્કર કાર્યો પ્રસંગે હું તમારી સલાહ અવશ્ય લેવા ચૂકીશ નહિં"

દેવ:—આપ હમેશાં મારા તરફ સ્નેહ અને અનુગ્રહ દર્શાવો છો. અને તેથીજ આવાં વાકયો ઉચ્ચારો છો.

ભાસ્કર:—નહિં દેવવર ! તમે ખરા મંત્રી છો ! સ્વદેશ જવા પછી હું તમારી પદોન્નતિ અર્થે અવશ્ય રાજ્યોજીને વિજ્ઞાપના કરીશ.

દેવ:—એ આપની કૃપા છે.

થોડો વખત સૂધી બન્ને મૌન્ય રહ્યા. છેવટ ભાસ્કરે કહ્યું, "જુઓ દેવવર, નવાબ સન્ધિ કરવાને સહમત થાય છે તો પછી વિશેષ દ્રવ્ય મેળવવાની આ તક શા માટે જવા દેવી ?

દેવઃ—હું માનું છું કે નવાબ તે શરત ખુશીથી કબુલ કરશે; કારણકે બંગભૂમિ એ સુવર્ણ ભૂમિ છે.

ભાસ્કરઃ—તમારું કહેવું વાસ્તવિક છે! સઘળાઓની દ્રષ્ટિ અધુના તેથીજ બંગાલ ઉપર ઠરી રહી છે. બંગભૂમિ કામધેનુ છે. તેનો યથેચ્છ ઉપયોગ કરવાનો આ પ્રસંગ આપણે જવા દેવો જોઇએ નહિં. દેવવર! આજથી સઘળે સ્થળે તમે એવું જણાવી દ્યો કે જો નવાબ દોઢ કરોડ રુપિયા આપવાને તૈયાર હોય તો આપણે ખુશીથી સન્ધિ કરશું.

દેવઃ—જેવી આજ્ઞા.

આટલું કહી દેવવર સ્વસ્થાને ગયો અને ભાસ્કર પંડિતની આજ્ઞાનુસાર સર્વત્ર ખબર મોકલાવ્યા કે જો નવાબ દોઢ કરોડ રુપિયા આપે તો ભાસ્કર પંડિત સન્ધિ કરી, બંગાલનો ત્યાગ કરી ભવિષ્યમાં કોઈ પણ ઉપદ્રવ નહિં કરવાની શરતે વરાડ જશે.

# પરિચ્છેદ ૧૧

## ભાસ્કરની હત્યા.




સમાચાર સાંભળી અલીવર્દીખાં મનમાંને મનમાં હસ્યો! તેણે ભાસ્કર પંડિતની શરત સ્વીકારી, અને દોઢ કરોડ રુપિયા આપવાનું મંજુર રાખ્યું. સન્ધિ કરવાનો નિશ્ચય થયો, કિન્તુ સાથે સાથે એ પણ પ્રદર્શિત કરવામાં આવ્યું કે નવાબનું શરીર અત્યંત અસ્વસ્થ હોવાથી ભાસ્કર પં-

ડિતે સન્ધિ સમયે પોતાના સાથે અધિક સૈન્ય ન લાવવું, હકીમના એવી આજ્ઞા છે કે જેમ બને તેમ તેની આસપાસ ઘણો ઓછો ઘોંઘાટ રહેવા દેવો. કારણકે તેમ નહિં કરવાથી મંદવાડ વધવાનો સંભવ રહે છે. વિશેષતઃ જે પ્રકારનું દર્દ તેને લાગુ પડયું છે તે જોતાં તેમણે લાંબો વખત વિદેશમાં રહેવું નહિ. એટલે કે સન્ધિ પત્ર ઉપર હસ્તાક્ષર થતાંજ શીઘ્ર મુર્શિદાબાદ ચાલ્યા જવું. જ્યાંસુધી સન્ધિ થઇ નથી. અને ભાસ્કર પંડિત નવાબના શિબિરમાં આવશે નહિં, ત્યાંસુધી નિરુપાય બની નવાબને આજ સ્થળે રહેવું પડશે. દિનપ્રતિદિન નવાબની હાલત વધારે બગડતી જાય છે, તેથી તે સન્ધિ શીઘ્ર થયેલી જોવા ઇચ્છે છે. તે કાર્ય પૂર્ણ થતાંજ તે વિના વિલંબે પોતાની રાજ્યધાની તરફ પ્રયાણ કરશે. યદિ મહારાષ્ટ્રીય વીર પંડિત ભાસ્કર મનમાં સંકોચ રાખ્યા વિના થોડા અંગરક્ષકો સાથે નવાબના શિબિરમાં આવી વધારે કોલાહલને અવકાશ આપ્યા વગર પોતાનું કાર્ય સમ્પૂર્ણ કરી જશે તો નવાબ તેના સૌજન્યથી વિશેષ આભારી થશે.

મરાઠા વીર ભાસ્કરને કાને આ વાત પહોંચવાથી તેણે તે સંબંધી વિશેષ આગ્રહ જણાવ્યો નહિં અને નવાબની ઇચ્છાનો સર્વાંશે સ્વીકાર કર્યો. તેણે નવાબની સરલતા ઉપર વિશ્વાસ રાખી નિર્ભર બની નિર્દિષ્ટ સમયે અલીવર્દીખાંના શિબિરમાં પ્રવેશ કર્યો. માત્ર થોડા અંગરક્ષકો તેણે સાથે રાખ્યા હતા.

નવાબે પોતાની છાવણી માનકરાના ખુલ્લા મેદાનમાં નાંખી હતી. નવાબના તંબુની ચારે બાજુ પ્રધાન મંત્રીઓ અને સેનાપતિઓના તંબુ હતા. અને તેના પછી સિપાઇઓ, નોકરો, વિગેરેના નિવાસ સ્થાનો હતા. નવાબનો તંબુ એવી રીત્યે આ સઘળા પડા-

ચના મધ્ય ભાગમાં આવેલો હતો કે તેના ઉપર એકાએક આક્રમણ કરવું એ દુશ્મનો માટે અત્યંત કઠિન હતું. પંડિત ભાસ્કરે નવાબની છાવણી પાસે આવીને જોયું તો મુસલ્માન સેના રણસાજથી સુસજ્જિત હતી. ખુલ્લી તલવારો ધારણ કરી તેઓ શ્રેણીબદ્ધ ઉભા હતા. સઘળું શાન્ત હતું. કોઇના મોઢામાંથી એક શબ્દ પણ નીકળતો ન હતો. જેવો ભાસ્કરે સિબિરમાં પ્રવેશ કર્યો કે તરતજ સઘળા સિપાઇઓએ તરવાર નમાવી તેનો સત્કાર કર્યો. નવાબના સૈનિકોના આ શિષ્ટાચારથી ભાસ્કરનો અંતરાત્મા અત્યંત પ્રસન્ન થયો. તરતજ તે વખતે નવાબના મંત્રી રાજા જાનકીરામે આવી તેનો સત્કાર કર્યો અને તેને અત્યંત આદર પૂર્વક નવાબના તંબુમાં લઇ જવામાં આવ્યો.

ભાસ્કર પંડિતે નવાબના તંબુમાં પ્રવેશ કરી જે કંઇ જોયું તેથી તેના વિસ્મયની સીમા રહી નહિં. આવી ઉત્કૃષ્ટ કારીગરીનો તંબુ તેણે આજે પ્રથમજ જોયો. દ્રષ્ટિ ફેરવતાં દરેક ઓરડામાં અતુલનીય સામગ્રીઓ તેની નજરે પડવા લાગી. સુવર્ણ, રૂપું, રત્ન, મણિ આદિની ઝલકો ચોમેર પ્રસરી રહી હતી. મખમલ, કિનખાબ ઇત્યાદી ઉત્તમોત્તમ મહા મૂલ્યવાન વસ્ત્રોનાં આસનોમાં ગુલાબનો પમરાટ પ્રસરી રહ્યો હતો. આ સર્વ રચના જોઇ ભાસ્કર પંડિતનું ચિત્ત આશ્ચર્ય મુગ્ધ બની ગયું.

જે ઓરડામાં પંડિત ભાસ્કરનું સન્માન કરવામાં આવ્યું તે સભાગૃહ હતું. હમેશ કરતાં તેને આજે વિશેષ પરિશ્રમ પૂર્વક સુસજ્જિત કરવામાં આવ્યું હતું. આથી જ્યાં જ્યાં તેની દ્રષ્ટી ઠરતી તે તે સર્વ તેને અપૂર્વ રમણીય જણાતું હતું. રાજા જાનકીરામે

સમ્પૂર્ણ શિષ્ટાચાર પૂર્વક પંડિત ભાસ્કરનું સન્માન કરી એક રૌપ્ય સિંહાસન પર તેને સ્થાન આપ્યું. આસન લીધા બાદ પંડિત ભાસ્કરે વાતચિત શરુ કરી કહ્યું, "આજે સન્ધિનો દિવસ છે. આપની ઘોષણા અનુસાર હું અત્રે આજે સન્ધિ સૂગંધથી આબદ્ધ થવા આવ્યો છું." રાજા જાનકીરામે અત્યંત વિનયપૂર્વક મૃદુ અને મીઠી વાણીથી કહ્યું, "આપની ઇચ્છા મુજબ હમે સર્વ તૈયાર છીએ. સન્ધિના બદલામાં જે રુપિયા આપવાના છે તે જુઓ અત્રે સઘળા પડયા છે." ભાસ્કર પંડિતે નજર નાંખી જોયું તો જણાયું કે ખરેખર તેના કહેવામાં સત્યતા હતી. સામે રુપિયાથી ભરેલી થેલીઓ તૈયાર પડી હતી. તેના મનમાં કંઇક અંદેશો હતો તે આ દ્રશ્યથી દૂર થઇ ગયો. તેણે પુલકિત થઇ કહ્યું, "સન્ધિ માટે સર્વ તૈયારીઓ આપને ત્યાં સમ્પૂર્ણ થઇ રહેલી જણાય છે, પરંતુ હજુ સુધી નવાબ બહાદુરનું આગમન કેમ થયું નથી?"

જાનકી:—આપને પ્રથમથીજ વિદિત કરવામાં આવ્યું છે કે નવાબ બહાદુર સ્વસ્થ નથી.

ભાસ્કર:—ત્યારે શું સન્ધિ પત્ર પર હસ્તાક્ષર કરવા તે નહિં પધારશે?

જાનકી:—તેમની હાજરીની શી જરુર છે? હસ્તાક્ષર તો આપ કરશો.

ભાસ્કર:—હસ્તાક્ષર હું કરીશ, એ સત્ય છે. પરંતુ આ પ્રસંગે તેઓશ્રી પોતે હોત તો ઘણું રુડું દેખાત.

જાનકી:—મેં પ્રથમથીજ નવાબ બહાદુરને એ વાત જણાવી હતી. તેઓશ્રીએ કહ્યું કે મારી હાજરીની શું આવશ્યકતા છે?

આલાંજી સાથે જે પ્રકારે સન્નાહ કરી તે પ્રમાણે આપ સાથે પણ થઇ શકશે.

**ભાસ્કર**:—ભલે, તો પછી તેમની ઇચ્છા! પરંતુ હું જ્યારે નવાબ સાથે મિત્રતાનો સંબંધ બાંધવાને અત્રે આવ્યો છું, ત્યારે તે પ્રસંગે મને આશા હતી કે હું નવાબ બહાદુરનાં મુખ દર્શન કરી શકીશ.

ભાસ્કર પંડિતના શબ્દો સાંભળી જાનકીરામે સ્મિત કરી કહ્યું, "આપની આ ઇચ્છાનો અનાદર થઇ શકે તેમ નથી. આજ્ઞા હોય તો નવાબ બહાદુર પાસે જઇ આપની ઇચ્છા પ્રદર્શિત કરૂં."

**ભાસ્કર**:—મારી ઇચ્છા છે કે, તમે નવાબ બહાદુર પાસે જઇ મારૂં નામ લઇ જણાવો કે ભાસ્કર પંડિત આપને મળવાની તીવ્ર ઉત્કંઠા ધરાવે છે.

**જાનકી**:—નવાબ આપને મળવા ન આવી શક્યા તેમાં કંઇ ખાસ ગૂઢ રહસ્ય સમાયેલું નથી. જો માંદગીની વિપદ્ આવી પડી ન હોત તો તેઓશ્રી આ વખતે પ્રથમથીજ હાજર હોત!

**ભાસ્કર**:—નવાબ બહાદુરની શાસન વ્યવસ્થા અત્યંત સુંદર છે. આપના પાસે આટલાં બધાં જન સમુહ અને મોટું લશ્કર છતાં અત્યારે આ સ્થાને શાંતિનો અનુપમ સાક્ષાત્કાર થાય છે.

**જાનકી**:—એ સઘળું રાજશક્તિને વશી ભૂત છે.

**ભાસ્કર**:—હું એજ રાજશક્તિની પ્રશંસા કરું છું. આપ એક વખત નવાબ બહાદુર પાસે જઇ મારી ઇચ્છા અવશ્ય પ્રદર્શિત કરો. તેને મલવાથી મને અત્યંત તૃપ્તિ થશે.

પંડિત ભાસ્કરનાં વચનો સાંભળી રાજા જાનકીરામ થોડી

વાર બહાર ગયો અને પછી આવી જણાવ્યું, "યદ્યપિ નવાબ બહાદુરે આપની ઇચ્છા માન્ય રાખી છે. કિન્તુ તે આપ સામે કંઈ વાતચીત કરશે નહિ. તેને જે કંઇ કહેવું હશે તે સઘળું, ઇશારત દ્વારા જણાવશે." તેના આ શબ્દો પૂરા થાયકે તરતજ એક રૂપાનો પલંગ ત્યાં લાવવામાં આવ્યો. તેના ઉપર કીનખાબના બિછાના સાથે નવાબે શયન કર્યું હતું. નવાબે અત્યંત હાસ્યપૂર્વક હાથ આગળ લંબાવી પંડિત ભાસ્કરનો સત્કાર કર્યો. નવાબના આ સત્કાર અને શિષ્ટાચારથી પંડિત ભાસ્કરનો અંતરાત્મા અત્યંત પ્રસન્ન થયો. તેણે કહ્યું, "હું આપના દર્શનથી અત્યંત સંતુષ્ટ થયો છું. પરંતુ આપનું શરીર રોગગ્રહસ્ત હોવાથી હું કંઇ વાતચીત કરી શકતો નથી. ઇશ્વર જાણે એવો પ્રસંગ પુનઃ ક્યારે પ્રાપ્ત થશે"? પ્રત્યુત્તરમાં નવાબે હાથની નિશાનીથી પોતાનું લલાટ બતાવ્યું. તેના પછી તેણે રાજા જાનકીરામને નિશાની કરી કંઇ સૂચવ્યું. આનો અર્થ માત્ર તેજ સમજયો. આથી પંડિત ભાસ્કરે પ્રશ્ન કર્યો, "નવાબ બહાદુર શું કહે છે?"

જાનકીઃ—નવાબ બહાદુર પૂછે છે કે સન્ધિનું શું થયું?

ભાસ્કરઃ—નવાબ બહાદુર! જ્યારે સન્ધિ કરવા હું સમ્મત થયો છું ત્યારે અત્યારે તો મિત્ર ભાવથી આપને મળવા હું આપના શિબિરમાં આવ્યો છું. આ પ્રસંગે બીજું કશું કાર્ય થવું જોઇએ નહિં. આજ આપના દર્શન કરવાથી હું કૃતાર્થ થયો છું. સંધી અર્થે આપણે ફરીથી મળશું.

આ શબ્દો પંડીત ભાસ્કરે સરળતાપૂર્વક ઉચ્ચાર્યા. નવાબે પુનઃ જાનકીરામને ઇશારો કર્યો.

**જાનકી**:—**નવાબ બહાદુર**નું ચિત્ત સન્ધિ કરવા માટે અત્યંત વ્યગ્ર બનેલું છે. તે કહે છે કે હવે કોઇ પ્રકારે વિલંબ થવો જોઇએ નહિં. શુભ કાર્ય બની શકે તેટલી શીઘ્રતાથી કરવું જોઇએ.

**ભાસ્કર**:—યદિ સન્ધિ માટે **નવાબ બહાદુર**નું ચિત્ત વ્યગ્ર બનેલું છે તો સન્ધિ પત્ર તૈયાર કરવો જોઇએ.

**જાનકી**:—પહેલાં આપે ફરમાવેલા રુપિયાનો સ્વીકાર કરો કારણું અર્થ એ અનર્થનું મૂળ છે.

**ભાસ્કર**: **પંડિતે** હસીને કહ્યું, "જે કંઇ કહો છો તે સત્ય છે. જ્યાં અર્થ છે ત્યાં અનર્થ પણ થાય છે. પરંતુ એવો પ્રશ્ન અત્રે ઉપસ્થિત કરવાની કશી આવશ્યકતા નથી. કારણકે આપ જે કહો છો તે સત્ય છે જ્યાં અર્થ છે ત્યાં અનર્થ પણ થાય છે. આટલું કહી તેણે રૂપિયા લેવાને શિર નમાવ્યું કે તરતજ **નવાબ**ની ઇસારા રૂપી આજ્ઞા વડે બાજુમાં બેઠેલાં **મુસ્તફાખાં**એ છલંગ મારી **પંડિત ભાસ્કર**ને પકડી લીધો. આ આકસ્મિત ઘટનાના યોગે **પંડિત ભાસ્કર**ને એટલો પણ વખત ન મળ્યો કે તે પોતાની કમરે બાંધેલી તરવાર છોડી શકે! તેણે ધૈર્યપૂર્વક કહ્યું, "**નવાબ** આ શું તમારો ધર્મ છે? શું વિશ્વાસનું આવું અનિષ્ટ પરિણામ? હજુ તો આ શબ્દો તેના મોઢાંમાંથી પૂરા બહાર નીકળે તે પહેલાં તરવારના એક પ્રચંડ આઘાતે તેના શરીરના બે ભાગ કરી નાંખ્યા. અને તે અમૂલ્ય સિંહાસન લોહીથી તરબોળ બની ગયું.

કામ સિદ્ધ થયું! **નવાબ**ના દર્દનો નાશ થયો. તે પોતાની શૈય્યા ઉપર કૂદીને બેઠો થઇ ગયો, અને સિંહગર્જના કરી કહ્યું, "શીઘ્ર મરાઠા લશ્કરને પકડો. એક પણ માણસ

ભાગવા ન પામે તેની સંભાળ રાખો!" આટલું કહી તે સ્વા મરાઠા સૈન્યના નાશ અર્થે શિબિર બહાર નીકળ્યો. અભ્યર્થના બહાના નીચે તેણે પ્રથમથીજ યુદ્ધની તૈયારી કરી રાખી હતી. નવાબને આગળ વધતો જોઇ તેના આખા સૈન્યે પળવારમાં મરાઠા લશ્કરને ઘેરી લીધું. મરાઠા સૈન્યના હૃદયમાં કલ્પના પણ નહોતી કે, મુસલમાનો આટલે બધે દરજ્જે વિશ્વાસઘાતી બનશે! તેથી તેઓ કોઇપણ જાતની આશંકા રાખ્યા વગર નાના પ્રકારના ચેષ્ટાઓ કરી રહ્યા હતા. મુસલમાન લોકોને એકદમ હુમલો કરતા જોઇ અને સેનાપતિ ભાસ્કરની નૃશંસ હત્યા સાંભળી તેઓનો ઉત્સાહ જતો રહયો. કોઇએ યુદ્ધ કર્યું નહિ કારણકે તેઓ તૈયાર નહોતા. વિશેષતઃ તેઓને સ્વલ્પ અવકાશ પણ મળ્યો નહિ કોઇ જીવ લઇ નાઠા, તો કોઇએ લડીને પોતાના પ્રાણ આપ્યા. આખરે નવાબ પક્ષનો જય થયો. તેઓની પ્રસન્નતાની સીમા રહી નહી. અલીવર્દીખાંએ પાંચ લાખ રુપિયાનાં ઇનામો લશ્કરમાં વ્હેંચી આપ્યા. અને રુપિયા પાંચ લાખ પંડિત ભાસ્કરના હતા તે મુસ્તફાખાંને ઇનામના આપ્યા.

અલીવર્દીખાંએ કૌશલપૂર્વક વિશ્વાસઘાત કરી ભાસ્કર પંડિતની હત્યા કરી શત્રુનું નિર્મૂળ તો કર્યું પણ તેથી તેનું ચરિત્ર હંમેશને માટે કલંકિત બન્યું. આજ પણ માનકરાનીભૂમી તે વિશ્વાસઘાતી નવાબના કલંક સ્થંભને પોતાના વૃક્ષ સ્થળપર ધારણ કરી "નવાબ અલીવર્દીખાં વિશ્વાસઘાતી હતો" એ સત્ય ઘટનાની સ્વદેશી અને વિદેશી આગળ સાક્ષિ પૂરે છે.



# પરિચ્છેદ ૧૨

## ઓછું ભવિષ્ય.



રકર પંડિતનો હત્યાકાંડ લાંબા વખત સુધી ગુપ્ત રહી શકયો નહિં જ્યારે રાઘોજીએ આ વાત સાંભળી ત્યારે વિશ્વાસઘાતક મુસલમાનો તરફ તેને વિજાતીય ઘૃણા અને ક્રોધ ઉત્પન્ન થયાં. શીઘ્ર તેનો બદલો લેવા માટે પ્રચંડક્રોધ વશ થઇ મુસલમાની રાજયનુ દમન કરવા માટે તે મોટું સૈન્ય લઇ બંગાલ જવા નીકળી પડયો રસ્તામાં તેને બીજા ઘણા મદદગારો મળી ગયા મુસ્તફાખાન પણ તેના પક્ષમાં આવી મળ્યો યદ્યપિ તેણે પંડિત ભાસ્કરની હત્યા કરી હતી છતાં રાઘોજીએ પોતાના સ્વાર્થને અનુલક્ષી એ બાબતને વધારે ચોળી નહિં; તેણે મુસ્તફાખાંને પોતાનો પ્રધાન સહાયક સમજી મિત્ર બનાવ્યો અને વેગપૂર્વક બંગાલ તરફ પ્રયાણ કર્યું. મોટું લશ્કર લઇ રાઘોજી બંગાલ તરફ આવે છે એ હકીકત સાંભળતાંજ નવાબ અત્યંત ભયભીત તેમજ ચિન્તાયુકત બની ગયો. મુસ્તફાખાં રાઘોજી સાથે મળી ગયો. એ વાત સાંભળી તેને વિશેષ ભય પેદા થયો. આ વખતે તેને યાદ આવ્યું કે રાજદ્રોહના સબબથી મુસ્તફાખાંને નિર્વાસિત કર્યો એ ઘણુ અનુચિત થયું યદિ દીર્ઘદ્રષ્ટી પૂર્વક વિચારવામાં આવ્યું હોત તો મુસ્તફાખાં રાઘોજીનો સહમિત્ર બન્યો એ પ્રસંગ આજે આવત નહિં. રાઘોજી

તેને પ્રબળ શત્રુ જણાયો કારણ કે રાજ્યની સઘળી આંતર સ્થિતિ જાણનાર મુસ્તફાખાં તેનો સહાયક હતો. રાજદ્રોહના અપરાધના બદલા પેટે મુસ્તફાખાંને કેદ કર્યો નહિ અથવા તો પ્રાણદંડની સજા આપી નહિં; તેથીજ રાઘોજીથી આજ તેને આટલા બધું ડરવું પડે છે એ તેને હવે સ્પષ્ટ જણાયું.

રાઘોજીનું આગમન સાંભળી નવાબે પ્રમાદનો ત્યાગ કર્યો. અને ત્વરાથી પોતાના રાજ્યમાં ઘોષણા કરી કે, રાઘોજી અત્યંત મોટું સૈન્ય લઇ બંગાલ પર આક્રમણ કરવા આવે છે, વિશ્વાસઘાતક, રાજદ્રોહી મુસ્તફાખાં તેના સાથે છે. અને તે તેનો પ્રધાન મંત્રદાતા અને પંથ પ્રદર્શક બનેલ છે. યદિ આ દુરાત્માના હાથથી પોતાનાં માન, નીતિ, ધર્મ અને ધન રત્નની રક્ષા કરવાની ઇચ્છા હોય તો સાવધાન બનો. કોઇ નિરાપદ સ્થાને જઇ રક્ષણ મેળવો અથવા પોતાના બલ વિકાસનો પ્રકાશ કરવાને હાથમાં તરવાર લઈ તૈયાર થઇ થઇ જાવ જે ત્તે પ્રમાણે વર્ત્તી શકશે નહિ તેનો મરાઠા લોકો સર્વ નાશ કરશે. આપણને રાજ્ય રક્ષા અર્થે રાઘોજી સાથે લડાઇ કરવી પડશે તેથી તે લોકો દારુણ અનર્થો નીપજાવશે. અતએવ સઘળાએ પહેલેથી સાવધ બની જાવ અને ધન તથા પ્રાણની રક્ષા કરવાને માટે બળવૃદ્ધિ કરો. નવાબની આ ઘોષણા શાપરૂપ છતાં ઘણા શોકાતુર બની ગયા. રાજા મંહારાજાએ ઉચિત અવસર જાણી સૈન્યબલ વધારવા અંગ્રેજ લોકોને જે વસ્તુની લાંબો વખત થયાં અપેક્ષા હતી તે તેઓને સહજમાં આવી મળી. તેઓએ આ તક સાધી. કાસિમ બજારમાં એક કિલ્લો બંધાવ્યો. અને કલકત્તાની રક્ષા કરવાના હેતુથી તેની પૂર્વ તથા ઉત્તરમાં એક ખાઇ બનાવી + તેઓએ શનૈઃ શનૈઃ સૈન્ય બલ વધારવા માંડયું:

---

+ આ ખાંઇ હમણાં મરાઠા ખાઈના નામથી મશહૂર છે.

પરંતુ આ વસ્તુ સ્થિતિ સિરાજને કયાંથી રુચે ? સદૈવ તે અંગ્રેજોનો શત્રુ હતો. તેણે તરત પોતાના માતામહ પાસે જઇ પ્રશ્ન કર્યો. " વડીલશ્રી આપ આ સઘળું શું કરી રહ્યા છો ? " સિરાજુદ્દોલા નવાબનાં સ્નેહ તથા આદરનું સ્થાન હતો. આ સ્નેહ યોગે તે તેની વાતો તરફ હમેશાં બાલક કહી તેને હસીને ઉડાવી દેતો. સિરાજના પ્રશ્નથી તેણે મનમાં વિચાર્યું બાલક સિરાજ આજે કેવી અજબ વાત લઇ આવ્યો છે? તેણે હસી કહ્યું, " સિરાજ તારા હઠની અને આદરની વાતો સાંભળી સાંભળી મારા કાન થાકી ગયા છે. મારી ઇચ્છા છે કે ભવિષ્યમાં આવી બીજી વાતો તું નહિં લાવે ! હવે તારે બાલક મટી સમજણ રાખવી જોઇએ.

વડિલશ્રી " સિરાજે દુઃખપૂર્વક કહ્યું, આપ પાસે તો હું સદા બાલક રુપેજ રહેવાનો. આપ મારા તરફના સ્નેહભાવને લીધે મને પ્રાણ કરતાં પણ વધારે ચાહો છે, આથી મારી સઘળી વાતોને મગજમાં ધારી લક્ષમાં લીધી છે, તમે બાલક ગણો તો ભલે પરંતુ આપ મારી સઘળી વાતો લક્ષ આપી સાંભળો એ પ્રસંગ ઇશ્વર જાણે કયારે આવશે?! વડીલ શ્રી એક વખત મારી વાત ઉપર લક્ષ આપો પછી આપને સત્ય જણાશે કે હું શું કહેવા માગુ. છું ? "

અલીવદીખાંએ અત્યંત સ્નેહથી સિરાજના કપોલો ચુમી કહ્યું, " કેમ બાપુ, શું હું તારી સઘળા વાતોની ઉપેક્ષા કરું છું ? જો તારી વાતોમાં મને શ્રદ્ધા ન હોય તો હું ઘણી બાબતોમાં તારી સલાહ લઉં છું; તે શા માટે કરું ? સિરાજ હું તને મારી સામે બાલક રૂપે જોઉં છું. સ્નેહ હંમેશાં એવોજ હોય છે.? "

સિરાજઃ—વડિલશ્રી આપ મારી સલાહ બહુધા લ્યો છો. કિન્તુ તે સવ પોતાના પ્રયોજનને લીધે !

હું જે કંઈ કહું છું, તે સઘળું શું આપ માન્ય રાખો છો છો? ઘણી વખત તમે મને બાલક સંબોધી મારી વાત ઉડાવી ઘો છો. આપ કદિ લક્ષપૂર્વ વિચારતા નથી કે હું શું કહેવા માંગું છું. યદિ એક વખત મારી વાત તરફ લક્ષ આપી, વિચાર કરી પછી તમે તેની અવગણના કરો તો સ્વયં મને શાન્તવન મળે! ઘણી વખત મને લાગે છે કે તમારી પાસે આવી જરા સરખી ફરિયાદ ન કરૂં; પરંતુ વસ્તુતઃ અનિષ્ટ થતું જોઇ અને ભવિષ્યમાં અનેક આપત્તિઓ આવી પડવાના સંભવથી મારાથી આપને કહ્યાં વગર રહી શકાતું નથી. અધુના આપે જે આજ્ઞા આપી છે, તે આપ જેવા કાર્ય પટુ અને પ્રવીણ નવાબ માટે ઉચિત હતી શું? હું સમજી શકતો નથી કે આપે શું લાભ સમજી આવી નીતિ વિરુદ્ધ આજ્ઞા પરત્વે અનુમતિ આપી છે"?

અલી—સિરાજ! તારા કહેવાનો આશય શું છે? મેં કયું નીતિ વિરુદ્ધ આચરણ કર્યું છે?

સિરાજ:—રાજા, મહારાજા, અંગ્રેજ સોદાગરો ઇત્યાદિને આપે તેઓનું બળ વધારવાની આજ્ઞા આપી છે.

અલી:—તેમાં તને નીતિ વિરુદ્ધ કયું તત્વ જોવામાં આવેછે?

સિરાજ;—જ્યરં સુધી મારી બુદ્ધિ પહોંચે છે, ત્યાં સુધી હું માનું છું કે આપે આવી આજ્ઞા આપી અત્યંત અનુચિંત કાર્ય કર્યું છે? રાજા પ્રજાને કદિ આવું બલ પ્રદાન કરતો નથી?

અલી:—કેમ સિરાજ! તેમાં દોષ શો છે?

સિરાજ:—વડીલશ્રી આપ જરા લક્ષ આપી વિચાર કરો? આવા કાર્ય તરફ સહાનુભૂતિ દર્શાવવાથી ભવિષ્યમાં અનિષ્ટની સંભાવના છે.

**અલી:**—સિરાજ, તારા કહેવાનો આશય મારા લક્ષમાં આવતો નથી. આપણા તાબાના લોકોને તેઓના રક્ષણનાં સાધનો યોજવાની પરવાનગી આપવાથી તેઓનું પરદેશીઓથી રક્ષણ થશે, જો આપણે તેઓને તેવી સ્વતંત્રતા ન આપીએ તો પછી તેઓ પોતાનો બચાવ શી રીતે કરી શકે? વિશેષમાં વૈરાગ્નીથી પ્રજળતો રાઘોજી આં વખતે અત્યંત મોટું સૈન્ય અને સમ્પૂર્ણ સામગ્રી સાથે આપણાં ઉપર આક્રમણ કરવા ધસી આવે છે તત્સમયે હું માનું છું કે મેં આપેલી આજ્ઞા સ્થાનસર છે. પ્રજાને આવી સ્વતંતતા આપવામાં સીરાજ! મેં આ ઉચ્ચ આશય લક્ષમાં રાખેલો છે. હું નથી ધારતો કે આથી કોઇ પણ જાતના અમંગળની આશંકા રહેતી હોય!

**સિરાજ:**—વડિલ શ્રી! આપ રાજા પ્રજાને તેઓના રક્ષણ અર્થે આવી અનુમતિ આપવાની ઇચ્છા રાખો છો, કિન્તુ તે વિષ-વૃક્ષના રોપણથી ભવિષ્યમાં કેવાં વિષમ ફળો ઉત્પન્ન થશે તેનો એક વાર પણ આપે વિચાર કર્યો છે!

**અલી:**—સિરાજ, મેં સમ્પૂર્ણ આલોચના કર્યા પછીજ આ આજ્ઞા આપી છે. મને કહે કે આમ થવાથી કેવાં અનિષ્ટ પરિણામની સંભાવના છે?

**સિરાજ:**—વડિલ શ્રી! આપ સઘળું સરલ દ્રષ્ટિથી જુઓ છો એટલે આનું કેવું ભીષણ પરિણામ આવશે, તે જોઈ શકતા નથી. કિન્તુ આપ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોશો તો શીઘ્ર જણાશે કે આપના હાથેથી આ અસંત અનુચિત કર્મ થયું છે. આપ દીર્ઘદર્શી હોવા છતાં આપે શું એ વિચાર નથી કર્યો કે વૃક્ષ ઉપર ચઢતી લતાને વૃક્ષને ઢાંકી

દેવાનો અવકાશ આપવામાં આવે તો ભવિષ્યમાં તે વૃક્ષના નાશનું કારણ થઇ પડે છે..

**અલી:**—ભાઈ તું ઉચિત કહે છે; પણ મને આપણા આધીન રાજા મહારાજાઓ પ્રજા ઉપર એવો અવિશ્વાસ નથી.

**નવાબ**ના શબ્દો સાંભળી સિરાજ હસ્યો.

**સિરાજ:**—વડિલ શ્રી. આપે આટલો બધો વિશ્વાસ રાખવો જોઇએ નહિં. શું આપ જાણતા નથી કે જરા અસાવધતા થઈ કે આપણા પોતાનાં દાંત આપણી જીવ્હાને કચડે છે. જ્યાંસુધી આપણા આજ્ઞાનુવર્તી, રાજા, મહારાજા, પ્રજા આપણામાં પોતાની રક્ષાનું સામર્થ્ય જુએ છે ત્યાંસુધી તેઓ આપણા તરફ શ્રદ્ધા ભક્તિ દર્શાવે છે, પરંતુ એક વખત તેઓ સ્વતઃ રક્ષણ પામશે પછી નિશ્ચય માનજો કે તેઓને આપણી વધારે વાર જરૂર રહેશે નહિ !

**અલી:**—સિરાજ ! જે રાજા, મહારાજાઓ અને જમીનદારોની સહાય્યથી હું **બંગાલ**, **બિહાર**, **ઓરીસા**ના, સિંહાસન પરઆ રૂઢ થયેલો છું તેઓ મારાથી પરાંગમુખ થાય એ માનવું અત્યંત કઠિન છે.

**સિરાજ:**—તેવું કદાચ વર્તમાનકાળમાં બને પરંતુ વડિલશ્રી તમને નહિં તો તમારા વંશજોને તેથી દારુણ સંતાપ ઉદ્‌ભવવાનો અને ભવિષ્યમાં તેથી **મુસલામાની** શક્તિ પદદલિત થવાની એ નિશ્ચય સમજજો.

**સિરાજ**ની આ માન્યતાની અવહેલના **નવાબ**થી થઇ શકી નહિં. તે સમજી શકયો કે **સિરાજ**ના કહેવામાં વાસ્તવિક સત્ય છે.

આધીન રાજાઓને સત્તા આપવાથી ભવિષ્યમાં એવો વખત પણ આવે કે જ્યારે તે તેનો પ્રકાશ કરવાની ચેષ્ટા કરે ! યદ્યપિ નવાબ નાં હૃદયમાં આ સર્વ વસ્તુ સ્થિતિ ઉદ્દ્ભવી હતી; છતાં રાઘોજીથી રક્ષણુ પામવાનો આ શિવાય બીજો કોઇ માર્ગ નથી એવું વિચારી તેણે કહ્યું, "સિરાજ, જો આપણે આવા પ્રસંગે તેઓને રક્ષણ કરવામાં સાધનોની છૂટ ન આપીએ તો પછી મરાઠાઓથી તેઓ શી રીત્યેં સુરક્ષિત રહે ?"

સિરાજઃ—તેવો માર્ગ આપ સ્વયં યોજી શકો છો.

નવાબે અત્યંત દુઃખી સ્વરથી કહ્યું "તું જાણે છે, કે સિરાજ રાજ્યકોષ ખાલી છે, આવી અવસ્થામાં આપણે કયા માર્ગનું અવલંબન કરવું ?"

સિરાજઃ—રાઘોજીથી આપણી પ્રજા સુરક્ષિત રહે તેટલા માટે તેઓના ઉપર નવો કર નાંખવો જોઇએ. આપણે તેઓને સ્વતંત્રતા આપવી જોઇએ નહિં, વિશેષતઃ અંગ્રેજ લોકો કર આપ્યા શિવાય વ્યાપાર કરે છે અને એ ઉપરાંત દિલ્લીશ્વરના અનુમતિ પત્રની સહાય્યથી તેઓ લોકો પાસેથી મહેસુલ વસુલ કરે છે. તેઓના આવા પ્રબળ તરફ મને અત્યંત તિરસ્કાર છે.

અલી૦—સિરાજ, પ્રથમથીજ મારા લક્ષમાં તે બીના છે, પરન્તુ ઉપાય શો ?

સિરાજઃ—આપણે કોઇ એવો માર્ગ શોધી કાઢવો જોઇએ કે જેથી તેઓને કર આપવાની ફરજ પડે.

અલીઃ—સિરાજ, ઈસ્ટ ઈન્ડિઆ કમ્પની કદિ કર આપશે

નહિ, તેઓએ દિલ્હીશ્વર શાહજહાં પાસેથી કર નહિ આપવાની સંમતિ મેળવી છે. આપણે પણ તેમના ફરમાનને માન આપવું જોઇએ.

સિરાજઃ—ત્યારે શું અંગ્રેજ વ્યાપારી સદોદિત કર આપ્યા વગર આપણા દેશમાં વાણિજ્ય ચલાવશે ? પોતે નહિ આપે એટલુંજ નહિ પણ આપણા જાતિભાઇઓ પાસેથી પણ તેઓ લેશે ? આવી વસ્તુ સ્થિતિ આપણી દ્રષ્ટિ સમીપ છતાં જો તેનો કંઇ બંદોબસ્ત થાય નહિ તો પછી આપણે રાજ્ય કરવાનું અત્રે શું પ્રયોજન છે ? જો આપણે આ બાબત સંબંધી કશાં પગલાં લઇશું નહિ તો પછી ભવિષ્યમાં બહુધા પ્રજા આપણને લેખવશે નહિ.

અલીઃ—સિરાજ, અંગ્રેજો સાથે વૈમનસ્ય કરવાનો આ પ્રસંગ નથી. સૌથી પહેલાં રાઘોજીનો પરાજય કરવાની આવશ્યકતા છે. જો આપણે તે કર્ત્તવ્ય ભૂલી તેઓ સાથે વેર બાંધશું તો તેઓ નિશ્ચય રાઘોજી સાથે મળી જશે અને આપણો માર્ગ વિશેષ ખડબચડો બની જશે. આથી મારૂં માની અત્યારે આપણે શાન્ત રહેવું. પ્રથમ રાઘોજીનો પરાજય કરવો કેમકે એક વખત અગ્નિ ચદિચોમેર ફેલાયો તો પછી તે શાન્ત થવો મુશ્કેલ છે.

નવાબનાં વચનો સાંભળી સિરાજ કંઇક ખિન્ન થયો, પરંતુ ઉત્તર તેનાથી વાળી શકાયો નહિ.



# પરિચ્છેદ ૧૩.



## અતાઉલ્લાની કપટજાળ.



ભાગ્ય ચક્ર ફરી ગયું. ભાગ્ય દેવીએ મીરજાફર પર કૃપા દ્રષ્ટિ કરી, મીરજાફરને સામાન્ય પદ્દીમાંથી અત્યંત સન્માનદાયક અને ગૌરવશાળી પદ મળ્યું. તેને "સિપહસાલાર–આજમ" અર્થાત્ પ્રધાન સેનાપતિનું પદ મળ્યું. નવાબ અલીવર્દીખાંના સમસ્ત સૈન્યનો નાયક તે બન્યો. સમય પરિવર્ત્તનથી રાજા, મહારાજા પ્રજા સઘળા તેને માન આપવા લાગ્યાં અને સઘળા તેને સેનાપતિના ઉપનામથી સંબોધવા લાગ્યાં. આમ થવાનું કારણ શું ? એવી શી ઘટના બની કે જેથી મીરજાફરનું ભાગ્યચક્ર ફરી ગયું ? મરાઠાઓનું આક્રમણ મીરજાફરને પૂર્ણ યશદાયક નીવડયું. શરીરની અસ્વસ્થતાના સંયોગને લીધે મરાઠાઓને પરાસ્ત કરવા નવાબથી જવાયું નહિં. નવાબે પોતાના વિશ્વાસુ નિતાન્ત અનુગત ભગિની પતિ મીરજાફરને સેના નાયક બનાવી મરાઠાઓ સામે લડવા મોકલ્યો.

મીરજાફરે દશ હજાર સૈનિકો સાથે લઇ મરાઠાઓનું દમન કરવા પ્રયાણ કર્યું. નવાબને દૃઢ શ્રદ્ધા હતી કે મીરજાફર અવશ્ય મરાઠાઓનો પરાજય કરશે પરંતુ તેની એ આશા વ્યર્થ ગઇ. મીરજાફરે પોતાના સાથે વિપુલ વિલાસ સામગ્રી લીધી હતી મરાઠાઓ સામે જવું તો એક તરફ રહ્યું; પરંતુ મેદની પુર પહોંચતાંજ તે વિલાસ તરંગમાં ડુબી ગયો અને વારાંગનાઓ વનિતાના રસ

રંગમાં મસ્ત બની ગયો. દિવસ રાત નૃત્ય ગાન, આમોદ-પ્રમોદમાં વ્યતીત થવા લાગ્યાં. મરાઠાઓનું દમન કરવું વિસ્મરાયું અને તેનું સ્થાન રંગરાગે લીધું.

આ વાત નવાબને કાને જઇ પહોંચી. બનેવીની આ રીતભાતથી તેનું ચિત્ત અત્યંત અપ્રસન્ન થયું. તેને આશા હતી કે આ નવા પદ્વી દાનથી મીરજાફર પોતાનું શૌર્ય દાખવશે અને રાઘોજીનો પરાજય કરી વીર તરીકેનું સન્માન પામશે, કિન્તુ તેની તે આશા દુરાશામાં બદલાઇ ગઈ અને ચિન્તા ઉત્પન્ન થઇ કે હવે કોને સેનાપતિ પદપર નિયુક્ત કરી મરાઠાઓનો પરાભવ કરવા મોકલવો ! એક પુરુષ તેના લક્ષમાં આવ્યો આ વીરપુરુષનું નામ અતાઉલ્લા હતું. અતાઉલ્લા રણ કુશળ, સાહાસિક અને યોગ્ય પુરુષ હતો. તેને સેનાપતિનું પદ્વીદાન કરવામાં આવ્યું. ઘણા દિવસ થયાં તે આવા સુયોગ્ય સમયની રાહ જોઇ રહ્યો હતો, તેણે નવાબને નમી કહ્યું, "નવાબ બહાદુર, જ્યારે હુજુર આપ મારા ઉપર આવો જોખમ ભરેલો કાર્યભાર નાંખો છો, ત્યારે તે કામ હું પ્રાણ આપીને પણ પાર ઉતારીશ."

અલી:—ત્યારે હવે કિંચિત વખતનો વ્યય કર્યા વગર બાર હજાર માણસોનું લશ્કર લઇ તમે સત્વર મરાઠાઓ સામે લડવા પ્રયાણ કરો.

"જેવી આજ્ઞા" કહી અતાઉલ્લાએ પ્રયાણ કર્યું. એક કહેવત છે, કે "જે લંકા જાય તે રાક્ષસ થાય," આ કહેવત અહિંઆ ફલિભૂત થઇ. અતાઉલ્લા બાર હજાર માણસનાં લશ્કર સાથે મેદનીપૂર પહોંચ્યો. ત્યાં છાવણી સ્થાપી તે ભવિષ્યના સંકલ્પો કરવા લાગ્યો.

ધૂર્ત અતાઉલ્લાએ મનમાં વિચાર્યું કે જ્યાં સુધી મીરજાફરને પ્રથમ વશ ન કરવામાં આવે ત્યાં સુધી મતલબની સિદ્ધિ થશે નહીં કારણકે તે સેનાપતિ છે અને સઘળું લશ્કર તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે. અતએવ ઉદ્દેશની સાધના અર્થે પ્રથમ તેને વશ કરવાની આવશ્યકતા અતાઉલ્લાને. જણાઈ ધૂર્ત જનો છળકપટનો બહુ સારી રીત્યેં ઉપયોગ કરી શકે છે. અતાઉલ્લાએ એક યુક્તી ઘડી કહાડી નવાબ અલીદર્વીખાંનાં નામનો એક બનાવટી પત્ર તૈયાર કરી તે મીર જાફરના શિબિરમાં ગયો અને કહ્યું, :" સેનાપતિ હજુ સુધી આપ અહિંઆં છો ? આપને ખબર નથી કે આપના સર્વ નાશના સંજોગો ઉપસ્થિત થયા છે ? મીરજાફરે ભયપૂર્વક પૂછ્યું, "કેમ અતાઉલ્લા ? એવું શું છે ? અતાઉલ્લાએ અત્યંત દુઃખિત ભાવથી કહ્યું " હું આપને શું કહું ? નવાબ બહાદુર આપને દરેક રીત્યે પાયમાલ કરવા તૈયાર થયા છે. યદ્યપિ નવાબના અનુગ્રહથી મીરજાફરને સેનાપતિ પદ મળ્યું હતુ; કિન્તુ સેનાપત્યોચિત રણકુશલતા અને વીરત્વથી તે સર્વથા વંચિત હતો. તે નવાબનો ભગિની પતિ હોવાથી આ પદ મેળવી શક્યો હતો. અતાઉલ્લાનાં કુટીલ વચનો સાંભળી તે અત્યંત ભયભીત બની ગયો. તેણે કહ્યું, " અતાઉલ્લા, શું ખરેખર નવાબ બહાદુર મારા ઉપર અપ્રસન્ન થયા છે ?" "આપને કયું કામ સોંપવામાં આવ્યું હતું તેનું આપને સ્મરણ છે ? આપે તો અત્રે વિલાસ અને રંગ રાગનો અખાડો જમાવી વિના સંકોચે નગરને લૂંટવા માંડયું છે. આપને અત્રે લશ્કર સહિત મોકલવામાં નવાબનો શું આ આશય રહેલો છે ? આપે રાજાજ્ઞાની અવહેલના કરી છે. નવાબને જણાયું છે કે આપ ઉચિત દંડને પાત્ર છો. આથી આપ

જોઇ શકશો કે આપના સર્વ નાશનો સમારંભ થઇ ચૂકયો છે. "
કૂટ અતાઉલ્લાએ કહ્યું. આ શબ્દો સાંભળી મીરજાફરનું મુખ
સૂકાઈ ગયું. કંઠ રૂંધાઇ ગયો. તે મીટ માર્યા વગર અતાઉલ્લાની
સામે જોઇ રહ્યો. અતાઉલ્લા અત્યારે મીરજાફરને ત્રાસ બતાવવામાં
દરેક રીતે ફતેહ પામ્યો હતો. અર્થ સિદ્ધિ માટે યુક્ત અવસર
આવી મળેલો જોઈ તેણે કહ્યું "નવાબ બહાદુર આપના આ
અનુચિત વર્ત્તનથી અત્યંત રુષ્ટ થઇ ગયા છે અને તેથી તમને
પરહેજ કરી લાવવાની મને આજ્ઞા કરી છે. જુઓ નવાબનો
આદેશ પત્ર આ રહ્યો " આટલું કહી તેણે પત્ર મીરજાફરના
હાથમાં આપ્યો. પત્રના નિરીક્ષણથી મીરજાફરનું મસ્તિષ્ક ફરવા
લાગ્યું. છાતી ધડકવા લાગી; જીવ્હા સૂકાવા લાગી અને ઓષ્ટ
ફીકકા પડવા લાગ્યા. તેનાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહી;
ધૂર્ત્ત અતાઉલ્લાએ કહ્યું " સેનાપતિ ! પત્ર આપે જોયો ! હવે આપ
કયા માર્ગનું અવલંબન કરશો ? મને લાગે છે કે કાંતો તમારે
તાબે થવું જોઇએ અથવા તો શસ્ત્ર પકડવાં જોઇએ. " મીરજાફરે
અત્યંત કષ્ટ પૂર્વક ઉત્તર આપ્યો, " અતાઉલ્લા મારા માટે શું
હવે કોઇ ઉપાય નથી " સેનાપતિ, આપ કેવા ઉપાયની વાત કરો
છો? અતાઉલ્લાએ કહ્યું. મીરજાફરે પ્રતિ ઉત્તર આપ્યું "અતાઉલ્લા,
જેથી મારું રક્ષણ થાય, કે મુકત રહું; એવા કોઇ ઉપાયની અધુના
મને આવશ્યકતા છે. ! " મીરજાફરના શબ્દો સાંભળી ચાણાક્ય
અતાઉલ્લાએ પોતાના શરીરમાં કૃત્રિમ કામનું દિગ્દર્શન કરાવ્યું
અને કહ્યું " સેનાપતિ. આપ શું બોલોછો ? આપ જાણો છો કે
નવાબની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી મારું ભવિષ્ય પણ આપ
ભેગુંજ યોજાવાનું !

ભયભીત મીરજાફરમાં અત્યારે અસત્ય સત્યનો નિર્ણય કરવાની શક્તિ નહોતી. ધૂર્ત અતાઉલ્લાનું હૃદય તે સમજી શકયો નહિં તેનાં જ્ઞાન બુદ્ધિનો લોપ થઇ ગયો. અતાઉલ્લાની કપટ જાલમાં તેને વિશ્વાસ આવ્યો અને કોઇ પણ રીત્યે મુકિત મેળવવાના આવેશમાં તેણે તેનો હાથ પકડી સજળનેત્રે કહ્યું, "અતાઉલ્લા, આ વિકટ પ્રસંગે તમે મારું રક્ષણ કરો. હું સદૈવ તમારો રુણી થઇ રહીશં અને તમારા આ ઉપકારને જીવનપર્યંત વિસરીશ નહીં" મીરજાફરની સ્થિતિ આ વખતે અત્યંત દયાર્દ્ર બની ગઇ. તેના આંસુઓથી અતાઉલ્લાનો હાથ ભીંજાયો. મીરજાફરની વ્યાકુળ હાલત જોઈ તે મનમાં અત્યંત પ્રસન્ન થયો. તેણે જોયું કે ઔષધે અસર કરી છે અને ભીરૂ મીરજાફર દરેક રીત્યે તેના પંજામાં સપડાયો છે. કાર્ય સિદ્ધિમાં હવે વિલંબ કરવો જોઇએ નહિ. આથી તેણે કહ્યું, જુઓ સેનાપતિ, તમારો બચાવ તો હું કરું; પરંતુ બીજીબાજુ મારે નવાબ સાથે વૈમનસ્ય કરવું પડશે. માત્ર આપને ખાતરજ મારે અનર્થનું આવું વિષમ બીજ શામાટે રોપવાં દેવું જોઇએ ! પરંતુ આપની દીન સ્થિતિ જોઇ મારું હૃદય દ્રવે છે. તેટલામાટે મારી આજ્ઞા પ્રમાણે વર્તો તો હું તમારૂં રક્ષણ કરવાનું કાર્ય માથે લઉં.

**મીર:—અ**તાઉલ્લા હું પૈગંબરના સોગન ખાઇને કહું છું કે, જો તમે મને આ આપત્તિમાંથી બચાવો તો હું તમારાં વચન પ્રમાણે વર્તીશ

**અતા:—**જુઓ **મીરજાફર** આપની રક્ષા કરવાથી મને નિશ્ચય **નવાબ** સાથે યુદ્ધ કરવું પડશે; પરંતુ ગમે તે થાય, તેનાથી હું ડરતો નથી. યદિ મારા વડે આપની જીવન રક્ષા થાય તો હું મારા

સંકટોમાં મારુ સાર્થક્ય સમજીશ; કિન્તુ એક વાત આપે માન્ય રાખવી પડશે. તે એ કે લડાઈમાં નવાબનો પરાજય કર્યા પછી મુર્શીદાબાદનો અધિષ્ઠાતા હું બનીશ અને આપે પટણાના નવાબનું પદ સ્વીકારવું પડશે. જો આ પ્રસ્તાવ સાથે આપ સહમત થતા હો તોજ હું આપના રક્ષણનો ભાર ઉપાડીશ; નહીં તો તમારા માટે નવાબ સાથે વ્યર્થ વૈમનસ્ય ઉપજાવી મારા ઉજ્જ્વલ ભવિષ્યને મારે શા માટે કલંક લગાડવું જોઇએ ?

હજી પણ મીરજાફર અતાઉલ્લાનું હૃદય ઓળખી શક્યો નહીં. તેણે પોતાને ભય મુક્ત જોયો એટલુંજ નહીં પણ પટણાનું નવાબ પદ મેળવવાની આશામાં તેનું ચિત્ત આનંદથી વિહ્વલ બની ગયું. તેણે કહ્યું. " હું તમારી આ ઇચ્છા સાથે સમ્પૂર્ણ રીત્યે સમ્મત છું કિન્તુ તમે નવાબને પદચ્યૂત શી રીત્યે કરશો ? " અતાઉલ્લાએ હસીને કહ્યું, " આપણી બન્નેની શક્તિઓ એકત્ર થવા પછી નવાબને પરાસ્ત કરતાં શી વાર લાગવાની ! સઘળું લશ્કર અત્યારે આપણું આજ્ઞાનુવર્ત્તી છે. તેને આપણે જે કંઇ આજ્ઞા કરશું, તે પ્રમાણે તે વર્ત્તશે. આવો સુયોગ્ય આપણને કવચિતજ મળત ! આપણે યદિ નવાબ સાથે યુદ્ધ કરીશું તો નિશ્ચય તેનો પરાભવ થશે. નવાબ જેમ એક સામાન્ય કારણને વશ થઇ આપને કેદ કરવા માંગે છે તેવીજ રીત્યે આપણે તેને સપરિવાર બન્દિવાન કરશું.

રાજ્ય લોભ વિવશ થયેલ મીરજાફરની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ. તેનું લક્ષ નવાબને સિંહાસન ચ્યૂત કરવામાં રોકાયું.



# પરિચ્છેદ ૧૪

## તૂટી પડેલી ઇમારત.



વિશ્રાંતિ લેવાની નવાબ અલીવર્દીખાંની આશા લુપ્ત થઇ ગઇ. શરદ ૠતુનું નિર્મળ આકાશ પ્રલયનાં વાદળાંઓથી ઘેરાઇ ગયું. ગુપ્તચરે આવી સમાચાર આપ્યા "નવાબ બહાદુર એક વિકટ પ્રપંચ જાળ રચાઇ છે. અતાઉલ્લાએ યુક્તિ પ્રયુક્તિ વડે મીરજાફરને વશ કર્યો છે અને તે રાજદ્રોહી બન્યો છે. તે રાજ્ય સિંહાસન મેળવવાની માંગણી કરી રહ્યો છે. મરાઠાઓનું દમન કરવાની વાત તો એક બાજુ રહી, પરંતુ મુર્શિદાબાદના સિંહાસન ઉપર અતાઉલ્લા બેસે અને મીરજાફર પટણાના નવાબ બને એ વાર્તા અત્યારે સ્થિર થઇ છે." ગુપ્તચરનાં આ સંતાપ વાચક વાક્યો સાંભળી નવાબનું શરીર કમ્પી ઉઠયું પોતાના કુટુંબીઓને વિશ્વાસ ઘાતક બનતા જોઇ તેની શાન્ત અને સૌમ્ય આકૃતિ ભયંકર બની ગઇ આંખોમાંથી અગ્નિની ચિનગારીઓ નીકળવા લાગી તેણે દાંત કચકચાવી કહ્યું, "શું અતાઉલ્લા એટલો બધો સાહસિક બની ગયો કે મારૂં અન્ન ખાઈ તેણે મારાજ સિંહાસન તરફ દ્રષ્ટિ દોડાવી? આ કેટલું બધું ધર્મ વિરૂદ્ધ આચરણ? તેણે દૂતને પૂછ્યું, "વાહ દૂત, આ ઘટના તું કેવી રીત્યે જાણી શકયો?

દૂતઃ—નવાબ બહાદર. જે લોકો ચોરી કરે છે તેઓને શોધી

કાઢવા એ અમારાં કામ છે. અમારૂં ગુપ્તચર નામ તેથીજ રાખવામાં આવ્યું છે. કિન્તુ પ્રભો ! અતાઉલ્લા જાહેર રીત્યે વિદ્રોહી થયો છે.

અલીઃ—અને મીરજાફર ?

દૂતઃ—મીરજાફર વિદ્રોહી નથી, એમ હું કહેવાં માગતો નથી. પરંતુ બન્નેને જૂદી જૂદી આશાઓ છે.

"બન્નેના શા શા ઉદ્દેશો છે અને બન્નેને શી શી આશાઓ છે ?" નવાબે આશ્ચર્ય ચકિત થઇ પૂછ્યું.

"અતાઉલ્લાની ઇચ્છા એ છે કે મુર્શિદાબાદની ગાદી ઉપર બેસી પોતે સ્વતંત્ર નવાબ બને અને મીરજાફર એ ઇચ્છે છે કે તે પ્રાણ રક્ષણ કરી પટણાનો નવાબ બને" દૂતે કહ્યું.

"દૂત, મીરજાફરની કોણ પ્રાણ હત્યા કરવા માગે છે" નવાબે કુતૂહલ વશ થઇ પૂછ્યું.

"નવાબ બહાદુર, આપે પોતે તેના પ્રાણ લેવાની આજ્ઞા આપી છે" દૂતે પ્રતિ ઉત્તર વાળ્યું.

"શા માટે" નવાબે પૂછ્યું.

"રાજા જ્ઞાની અવહેલના કરવા માટે" દૂતે કહ્યું,

આ પછી નવાબે દૂતને વધારે પ્રશ્ન પૂછ્યા નહિં તે પોતાના ચાતુર્યથી સર્વ સમજી ગયો. અતાઉલ્લાના વિશ્વાસઘાત અને રાજદ્રોહથી તે અત્યંત ક્રોધાન્વિત થયો તેણે તત્ક્ષણ સિરાજુદૌલાને બોલાવ્યો તેના આગમન પછી નવાબે કહ્યું, "સિરાજ, રાજદ્રોહી અતાઉલ્લાની પ્રપંચજાળ તેં જાણી ? તે મુર્શિદાબાદની ગાદી ઉપર બેસી સ્વતંત્ર બનવા માગે છે.

સિરાજઃ—યદિ અતાઉલ્લા રાજદ્રોહી થયો છે તો પછી હજુ સુધી તેને કેદ કેમ નથી કર્યો,

અલી:—સિરાજ અતાઉલ્લાને કેદ કરવો એ સહેલું કામ નથી ! આપણું બાર હજાર માણસનું લશ્કર અત્યારે તેને વશ છે.

સિરાજુદ્દૌલાએ અત્યંત વિસ્મય પામી કહ્યું, "એટલું બધું લશ્કર તેને કયાંથી મળ્યું ?"

અલીવર્દીખાંએ વિમર્ષ ભાવથી કહ્યું, "સિરાજ, એ બધું લશ્કર આપણું છે, કિન્તુ ઘટના ચક્રથી એ સર્વ અત્યારે તેને આધીન છે."

"એ બધું શાથી બન્યું ?" સિરાજે અધિક વિસ્મય પામી પૂછ્યું.

અલી:—વત્સ, મીરજાફરને સેનાપતિ પદ આપી મેં તેને મરાઠાઓનું દમન કરવા મોકલ્યો હતો. પરંતુ તે મેદનીપૂર પહોંચવા પછી વિલાસ નિમગ્ન થઇ ગયો. આવી સ્થિતિ બનવાથી મેં અતાઉલ્લાને સેનાપતિ બનાવી મોકલ્યો. પરંતુ ભવિષ્ય કોણ સમજી શકે કે તે આવો વિશ્વાસ ઘાતક બનશે ? તે દુષ્ટ મેદનીપૂર પહોંચ્યો અને કા પુરુષ મીરજાફરને ભય બતાવી પોતાને તાબે કરી લીધો. હવે એ વાત બહાર આવી છે કે, મીરજાફરને પટણાનું નવાબ પદ આપી તે પોતે મુર્શિદાબાદની ગાદીપર બેસવા માગે છે. તે બન્ને વિદ્રોહીઓ આપણા સામે યુદ્ધ, કરવા માગે છે.

નવાબના આ સ્પષ્ટિકરણ પછી સિરાજુદ્દૌલાને સઘળી વસ્તુ સ્થિતિ યથાર્થ સમજાઇ. તેણે કહ્યું, "વડીલશ્રી, આવા સંજોગો છે તો હવે કિંચિત વિલંબ કરવો જોઇએ નહિં. વિદ્રોહીઓ પોતાના હેતુમાં જરાપણ સફળ થાય તે પહેલાં આપણે તેઓને ઘેરી લેવા જોઈએ.

અલી:—તારી આ સલાહ માટેજ મેં તને બોલાવ્યો છે ?

મેં આજે **મેદની**પૂર તરફ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો છે. તું રાજધાનીનું રક્ષણ કરજે.

**સિરાજ:**—નહિં વડિલશ્રી ! હું આપની સાથે આવીશ. શું આપ એમ માનો છો કે તમારી સંગતિમાં રહેતાં હું કિંચિત્ ઉપયોગી નહિં નીવડું ?

**સિરાજુદ્દૌલા**નો આગ્રહ જોઇ **નવાબે** વિશેષ કશું કહ્યું નહિં. વીસ હજાર માણસનું લશ્કર લઇ તેઓએ તેજ દિવસે **મેદનીપૂર** તરફ પ્રયાણ કર્યું. બીજી બાજુ **અતાઉલ્લા** મુર્શિદાબાદનું રાજસિંહાસન લેવાના પ્રયાસો કરી રહ્યો હતો. તેણે જ્યારે સાંભળ્યું કે **નવાબ** વીસ હજાર માણસનું લશ્કર લઇ **મેદનીપૂર** તરફ આવે છે ત્યારે તેના ભયની સીમા રહી નહિ. તેના સર્વ મનોરથો આકાશ પુષ્પવત્ થઇ ગયા અને **નવાબ** તથા **સિરાજુદ્દૌલા**ના કોપાનલમાંથી બચવાના ઉપાયો શોધવા લાગ્યો. **નવાબ**ની માન્યતા એ હતી કે **મીરજાફર** તથા **અતાઉલ્લા**નો પરાજય કરવા માટે તુમુલ યુદ્ધ કરવું પડશે અને સેંકડો માણસની પ્રાણહાનિ થશે. પરંતુ તેમાનું કશું થયું નહિં. એકપણ માણસની પ્રાણ હાનિ થઇ નહિં એટલુંજ નહિં પરંતુ **મેદનીપૂર** પહોંચતાંજ **મીરજાફર** અને **અતાઉલ્લાએ** આત્મસમર્પણ કરી લીધું અને ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યાં. નવાબે જ્યારે જોયું કે બન્ને વિદ્રોહીઓ યુદ્ધમાં ઉતરવાને બદલે તેને શરણે આવ્યા છે ત્યારે તેનું હૃદય અત્યંત સંતુષ્ટ થયું. તેણે બન્નેને જીવીતદાન આપ્યું અને તેઓની પ્રાર્થના સ્વીકારી ક્ષમાભાવ દર્શાવ્યો. પરંતુ **નવાબ**ના આ કૃત્યથી **સિરાજુદ્દૌલા** અત્યંત અપ્રસન્ન થયો. રાજદ્રોહીઓને ક્ષમા આપવામાં આવી તે તેને અત્યંત અનુચિત લાગ્યું. તેઓને સખ્ત દંડ આપવા માટે તેણે **નવાબ** પાસે વારંવાર હઠ લીધી અને આ હઠે એટલું બધું ગંભીર સ્વરૂપ પકડ્યું કે તે **નવાબ**ની ભર્ત્સના કરવાને પણ ચૂકયો નહિ.

સિરાજુદ્દૌલાનાં હઠ અને ભર્ત્સના યુક્ત વાકયોએ નવાબ ઉપર કિંચિત અસર કરી નહિં. તે પરિણામદર્શી વૃદ્ધ નવાબ સિરાજુદ્દૌલાને એકાંતમાં લઇ ગયો અને કહ્યું, "જો સિરાજ, માત્ર ક્રોધને વશીભૂત થવાથી આપણો અર્થ સરસે નહિ. ક્ષમા એ મનુષ્યનો પ્રધાન ગુણ છે. જેઓનાં હૃદયમાં ક્ષમા નથી, જેઓ દયા-માયાહીન છે તેઓ સંપૂર્ણ મનુષ્ય નથી. યૌવન આવેશથી તારું ચિત્ત ચંચલ થઇ રહ્યું છે, તેથી ક્ષમાનું ખરું સત્ત્વ તારાથી સમજાતું નથી. એક સમયે મારા વિચારો તારા જેવાજ હતા પણ આજે મારે એ વિચારોનો અનુભવયોગે ત્યાગ કરવો પડયો છે. જ્યારે તારા વિચારો ઠરેલ થશે ત્યારે તને જણાશે કે દંડનીતિ એ દરેક પ્રસંગે ધારણ કરવી ઉચિત નથી. વિશેષમાં અતાઉલ્લા અને મીરજાફરે જરાપણ રક્તશ્રાવ થવા દીધા વિના આત્મસમર્પણ કર્યું છે. તેઓને આ પ્રસંગે શિક્ષા કરવાથી આપણું વર્તન જગતની દ્રષ્ટિએ અત્યંત નિંદ્ય ગણાશે એટલુંજ નહિં પણ મરાઠા લોકો સમજશે કે મુસલ્માનોમાં અત્યારે પોતાનામાં ઐકય નથી અને તે અનૈકયનો લાભ કદાચ તેઓને પણ મળી જાય. આપણામા સંપ નહિં જોઇ તેઓ વિશેષ સાહસિક બનશે. તેટલા માટે આપણે કોઇ પણ પ્રકારે તેઓનો પ્રથમ અવરોધ કરવો જોઇએ. આ નીતિથીજ આપણું સમ્પૂર્ણ બળ ટકી રહેશે."

નવાબનાં વચનો આગળ સિરાજુદ્દૌલા નિરુપાય બન્યો. તેના મનનો અગ્નિ મનમાંજ ધુંધવાઇ રહ્યો. બીજેજ દિવસે નવાબે રાઘોજી સાથે યુદ્ધમાં ઉતરવા પ્રયાણ કર્યું. મરાઠાઓ કદિ સામા આવી યુદ્ધ કરતા નહિં તેવુંજ આ પ્રસંગે બન્યું. નવાબનું આગમન સાંભળી તેઓએ શીઘ્ર પલાયન કર્યું. યુદ્ધ અર્થે નવાબે આટલો વિપુલ પરિશ્રમ વેઠયો પણ અંતે યુદ્ધ થયું નહિ.

# પરિચ્છેદ ૧૫



## કુટુમ્બવત્સલ નવાબ.



એવું સિદ્ધ થયું છે કે વિશ્રામ અને શાંતિ રાજાનાં ભાગ્યે કવચિતજ ફળે છે. રાજા યુદ્ધ વિગ્રહ, વિદ્રોહ વિપ્લવને લીધે હમેશાં ચિન્તાતુર રહે છે. દારુણ ચિન્તાથી તેનું ચિત્ત દિન રાત વ્યાકુળ રહે છે. શયન અને ભોજન પ્રસંગે તેનું ચિત્ત સ્વસ્થ રહેતું નથી; તેથી સર્વદા તેને પોતાની તિક્ષ્ણ દ્રષ્ટિ ચોતરફ રાખવી પડે છે રાજા કરતાં પ્રજા સુખી છે, પ્રજાના શત્રુ બહુ થોડા હોય છે. રાજાના શત્રુ સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થાય છે. પ્રજા કર આપી પોતાની નાનીશી પર્ણકુટીમાં નિશ્ચિંત રહી શાન્તિથી દિવસ વ્યતિત કરે છે. અને સુખે નિદ્રા લે છે પરંતુ જે રાજ્યધુરા ધારણ કરે છે તેને પ્રજા ભોગ્ય સુખોની સ્વપ્નામાં પણ ઝાંખી થતી નથી. આથી. પ્રજાને સુખો સહજ સાધ્ય રહે છે.

થોડા દિવસ પછી સમાચાર આવ્યા કે અફગાન લોકોએ પટણા સ્વાધીન કર્યું છે. જૈનુદ્દીને આત્મ વિસર્જન કર્યું છે અને હાજીમહમદ કારાગ્રહમાં અનાહાર અત્યંત કષ્ટ પૂર્વક પોતાનું જીવન વ્યતીત કરે છે. અમીના બેગમ, તેનો પુત્ર અને કન્યાને કેદ કરવામાં આવ્યા છે. આ મર્મભેદક સમાચારનો આઘાત નવાબથી સહન થઇ શંક્યો નહીં; સાંભળતાંજ તે મૂર્ચ્છા વશ થયો. ચોતરફ હાહાકાર વર્તી રહ્યો અને રાજ્ય મહાલયમાં દોડધામ થઇ રહી.

કોઇ પંખો કરવા લાગ્યું, કોઇ મુખ ઉપર શિતલ જલનો છંટકાવ કરવા લાગ્યું. અને કાબેલ હકીમોને બોલાવવામાં આવ્યા. તેઓએ ચિકિત્સા કરી કહ્યું, "ભય રાખવાનું પ્રયોજન નથી. તથાપિ ચૈતન્ય આવતાં હજુ વાર લાગશે." હકીમનાં આશ્વાસનયુક્ત વચનો સાંભળી સર્વત્ર શાન્તિ ફેલાઇ; કિન્તુ સઘળા વિષણ મુખે ઉત્સુક બની જાગ્રતિની રાહ જોવા લાગ્યા. આ પ્રસંગે સેંકડો મનુષ્યોની હાજરી છતાં રાજપ્રસાદ જનશૂન્ય જણાવા લાગ્યો. કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો ન હતો. લાંબો વખત વીત્યા પછી નવાબને ચૈતન્ય આવ્યું. ભાઇ અને જમાઈના અનિષ્ટ સમાચાર સાંભળી તેનું ચિત અધીરૂં બની ગયું. પોતાની વાહલી કન્યા અને તેનાં પુત્ર પુત્રીની દુર્ગતિ તેનાથી સહન થઇ શકી નહીં. તે એક સ્ત્રી પેઠે રૂદન કરવા લાગ્યો "અરે ભાઇ! હે વત્સ! જૈનુદ્દિન તું કયાં ગયો? તેં કેવીરીત્યે તારા પ્રાણ વિસર્જન કર્યો? પુત્રી અમીના તારા ભાગ્યમાં આવું વિષમ દર્શન હતું? બંગાલ બિહાર અને ઓરીસાના નવાબની પુત્રી હોવા છતાં આજે તું અફગાનોના હાથે દુઃખ ભોગવી રહી છે! ધિક્કાર છે મારા જીવનને! ધિક્કાર છે મારા વીરત્વને! અને ધિક્કાર છે મારા બાહુબલને! ખરે હું કાયર પુરુષ છું! તેથીજ હું અત્યારે હીન વીર્ય પુરુષની પેઠે શાંત થઇ બેઠો છું." તેના મસ્તિષ્કમાં તીવ્ર વેદના થવા લાગી અને શીર પર મુષ્ટિ પ્રહાર કરી તે વારંવાર રુદન કરવા લાગ્યો. તેના બન્ને નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. નવાબને સાન્તવન આપવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા પરંતુ તે સઘળું નિષ્ફળ ગયું. રાજ્ય કાર્યના સર્વ વ્યવસાયોમાં અંતરાય આવી પડ્યો.

બુદ્ધિમતિ નવાબ પત્નિએ જોયું કે ઉપદેશ અથવા પ્રબોધ વાકયોથી નવાબનો શોક શમશે નહીં પણ ઉલટો દાવાનળ વિશેષ પ્રજળશે તેથી તેણે એક નવી યુક્તિ શોધી કાઢી. એક દિવસે સંધ્યા ખીલી હતી: નીલવર્ણી આકાશમાં પંચમીનો ક્ષીણ ચંદ્રમા ચળકી રહ્યો હતો અને તેનો આછો પ્રકાશ પૃથ્વી પર પ્રસરી રહ્યો હતો. નવાબે હમણાં દરબારમાં જવાનું છોડી દીધું હતું રાજ્યકાર્યમાં તેનું લક્ષ પરોવાતું નહી અંતઃપુરમાં તે કેવલ શોક મગ્ન થઇ બેસી રહેતો. નવાબે પલંગ પર વિરામાસન કર્યું હતું. બાજુમાં બેગમે સ્થાન લીધું હતું. અન્ય કોઇ નહોતું. બન્ને શાન્ત હતા. તેટલામાં સિરાજુદ્દૌલાનું આગમન થયું. પ્રવેશ થતાંજ તેને સન્માન આપવામાં આવ્યું. નવાબ પત્નીએ તેને બેસવાનું આસન આપ્યું. સિરાજે સ્થાન લીધા પછી બેગમે કહ્યું, " સિરાજ આજે અચાનક તું રાત્રિ સમયે હીરાઝીલનો ત્યાગ કરી અત્રે આવ્યો છે ?

સિરાજ:—વડીલશ્રીને મારે કંઈ કહેવું છે, તેટલા માટે આવ્યો છું. કિન્તુ કહું કોને ? સાભળવાવાળું હવે કોઈ રહ્યું નથી.

બેગમ:—કેમ સિરાજ ! એમ શા માટે બોલે છે ? સાંભળવા-વાળું કોઈ ન હોય તો મને કહે, કહે, શી ઇચ્છા છે.

સિરાજુદ્દૌલાએ આંખમાં આંસુ લાવી કહ્યું, " માતા, મારા પિતા અને પિતામહે તો અફગાનોના હાથથી પ્રાણ વિસર્જન કર્યા પરંતુ મારી માતા, ભાઈ, બ્હેન સઘળાં જીવે છે. શું તેઓનો ઉદ્ધાર કરવો એ આપ સર્વને માટે ઉચિત નથી ? " બેગમ આજ દિવસ સુધી જે સુયોગ મેળવવા ઇચ્છતી હતી તે અંતે મળી ગયો તેણે

કહ્યું "સિરાજ, કહે શું કરીએ ! જેના હાથે તે કૃત્ય થવું જોઇએ તે તો તારા પિતા અને પિતામહના શોકને લીધે ભગ્ન હૃદય થઇ ગયા છે. યદિ તેને કંઇપણ કહેવામાં આવે છે તો તે સાંભળતા પણ નથી રાજ્ય ચર્યા સર્વથા બંધ છે. જો કંઇ પૂછવામાં આવે છે તો પ્રત્યુત્તર પણ વાળતા નથી. સમજ પડતી નથી કે આ સઘળું કયાં સુધી ચાલશે?"

સિરાજઃ—માતા, ત્યારે શું મારા ભાઇ બ્હેનને મુક્તિ અપાવવાની ઇચ્છા મારા માતામહ રાખતા નથી ?

બેગમઃ—સિરાજ, અનુમાન તો એવું બંધાય છે. નહિં તો જેણે જમાઈ અને ભાઇને પ્રાણદંડ આપ્યા છે, તેને ઉચિત દંડ નહિં આપી, પુત્રીના ઉદ્ધારને માટે કંઇપણ માર્ગ નહિં શોધતાં આમ શોક અને પરિતાપથી તારા પિતા નિશ્ચિંત શા માટે બની રહ્યા છે? વત્સ સિરાજ ! તારે હવે તારા માતામહની રાહ શા માટે જોવી જોઇએ ? તું આપણું લશ્કર લઇ અફગાનો પર આક્રમણ કર અને તારી માતા તેમજ ભગિનીઓનો ઉદ્ધાર કરવા કટિબદ્ધ થા ! તારા માતામહની અનુમતિની રાહ જોવી એ અત્યારે નિરર્થક છે.

સિરાજઃ—માતા, મારા આચરણથી વડિલશ્રીના યશસ્વી નામને કલંક લાગશે

બેગમઃ—વત્સ, કલંક લાગવામાં હવે બાકી શું રહ્યું છે ! જે સમગ્ર બંગાલ. બિહાર અને ઓરિસાના નવાબ છે, જેના માત્ર એક ઇશારાથી દિલ્હીશ્વરને પણ ભયભીત થવું પડે છે, તે તો અત્યારે પોતાના ભ્રાતા, તથા જમાઇની હત્યાનો બદલો લેવાને બદલે તેમજ પોતાની પ્રાણધિક કન્યાઓનો ઉદ્ધારનો કોઇપણ માર્ગ શોધવાને બદલે મૌનવ્રત ધારણ કરી બેઠા છે! વીરત્વની તેનામાં ત્રૂટી પડી છે. આં

અફ્ગાન લોકોના ડરથી ભયભીત બની શોકના જૂઠા બહાના નીચે સ્ત્રીઓને રહેવાના આ અંતઃપૂરનો આશ્રય લીધો છે. સિરાજ ! એવા ભીરુ કાયર પુરૂષની અનુમતિની અત્યારે તારે આવશ્યકતા નથી માટે શીઘ્ર તૈયાર થા અને તારી માતા, ભ્રાતા, ભગિનીનો ઉદ્ધાર કર ! પિતા અને પિતામહની હત્યા કરનારાઓને ઉચિત દંડ દે ! વૃથા વિલંબ કરવો એનો અર્થ અફ્ગાન લોકો આપણને કાયર ગણી કરે છે.

પત્નીનાં તિરસ્કારયુક્ત વચનો સાંભળી નવાબ અલીવર્દીખાંનો મોહ વિભ્રમ છૂટી ગયો. હૃદયાકાશમાંથી વિષાદરૂપી મેઘનું આવરણ દૂર થઇ ગયું. અને હૃદયમાં શોક તાપને બદલે અફગાનો તરફ દારુણ ક્રોધે સ્થાન લીધું. તેનું ચિત્ત જમાઇ અને ભાઇની હત્યાનો બદલો લેવા માટે વ્યાકુળ બનવા લાગ્યું, તેણે ધીરે ધીરે કહ્યું, "હવે બસ કરો ! તમને હવે વધારે બોલવાની આવશ્યક્તા રહી નથી. આટલા દિવસ શોકાર્ણવમાં ડૂબી રહી અફગાનોને દંડ નહિં આપવાનું ભીરુ પુરુષનું કાર્ય મેં કર્યું છે. હવે અફગાનો વધારે વખત મારી ક્ષમાના ભોક્તા રહી શકશે નહિં. હું આજે પ્રતિજ્ઞા કરું છું કે અફગાનોને આ નૃશંસ હત્યાનો હું પૂરેપૂરો બદલો આપીશ નહિંતો સમરાંગણમાં મારું જીવન વિસર્જન કરી ભાઇ અને જમાઇને જઇ મળીશ."

નવાબની મોહ–નિદ્રા ઉડી ગઇ. તેનું હૃદય દૃઢ પ્રતિજ્ઞ બન્યું. બેગમને ખાત્રી થઇ કે નવાબનું ચિત્ત શોક અને પરિતાપનો ત્યાગ કરી સ્વસ્થ થયું છે. બેગમના આનંદની સીમા રહી નહિં



# પરિચ્છેદ ૧૬.

## અફગાન સાથે યુદ્ધ.



રે એ અત્યંત વિસ્તીર્ણ મેદાન છે. અહિંઆ બન્ને પક્ષની સેનાઓએ પોતાના શિબિર નાંખ્યાં હતાં. આખું મેદાન સેનાઓથી ભરેલું જોવામાં આવતું હતું. જાનોજીનું મરાઠા સૈન્ય પ્રથમથીજ આવી અફગાનો સાથે મળી ગયું હતું. આથી અલીવર્દીખાંએ હવે કોઇ પણ જાતનો વિલંબ કર્યા વગર યુદ્ધમાં પ્રવૃત્ત થવું ઉચિત ધાર્યું હતું. તેણે કલ્પના કરી હતી કે જો સમય વ્યતીત થવા દેવામાં આવશે તો સંભવ છે કે અફઘાનો પોતાના સૈન્યમાં વૃદ્ધિ કરશે. રાઘોજી પણ કદાચ આવી તેઓની સાથે મળી જાય ! આથી તેણે સમય વિચારી યુદ્ધનો પ્રારંભ કરી દીધો.

બન્ને પક્ષના સૈન્યો અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત થઇ મેદાનમાં આવી ગોઠવાઇ ગયાં. અલીવર્દીખાંએ પોતાના લશ્કરને બે ભાગમાં વ્હેંચી નાંખ્યું. એક ભાગનું આધિપત્ય મિરજાફરને સોંપવામાં આવ્યું અને બીજા ભાગનું નાયકપદ હબીબબેગને સોંપ્યું અલીવર્દીખાં પોતે મધ્ય ભાગમાં રહી શત્રુપર આક્રમણ કરવા લાગ્યો. તે સમય સમય પર સેના નાયકોને આજ્ઞા આપતો જતો હતો. સિરાજુદ્દૌલાને નવાબના પૃષ્ઠ રક્ષકનો કાર્યભાર સોંપાયો હતો. નવાબ સૈન્યનું સંચાલન જોઇ અફગાન સૈન્ય ભયવશ થયું. તેઓ અત્યંત ભયભીત બન્યા. ત્યારે શું અફગાન લોકો યુદ્ધ કર્યા વગર નવાબના કંઠે વિજયમાળા આરોપશે?

નહિં ! તે બનવું અસંભવિત છે! તેઓએ શરીર શોભા અર્થે શસ્ત્ર ધારણ કર્યાં નથી. સમરભૂમિમાં પ્રાણ વિસર્જન કરવા એ તેઓ શોભાસ્પદ માને છે. આજે તેઓ એવું રણશૌર્ય દર્શાવશે કે જેથી ઇતિહાસનાં પૃષ્ઠ ઉપર તેઓનું નામ યાવતચંદ્ર સોનેરી આકારથી અંકિત થશે. જ્યાં સુધી શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી હથિયાર ન છોડવાં એ આજ તેઓનો મુદ્રા લેખ છે.

અફગાન લોકોની અંતરૂઇચ્છા એ હતી કે જો કોઇ સાથે જયલાભ થાય તો પટણાનું નવાબ પદ મેળવવું; અથવા તો સમર્ ભૂમિમાં પ્રાણ વિસર્જન કરી અક્ષય કીર્તિના ભાગી થવું. આવો દ્રઢ નિશ્ચય હોવાથી નવાબનું અસંખ્ય સૈન્ય દ્રસ્યમાન છતાં તેઓ ધૈર્ય ધારણ કરી લડવા કટિબદ્ધ થયા હતા. કિન્તુ અફગાનો સાથે મળી લડવામાં મરાઠાઓનો તદ્દન જૂદોજ આશય હતો. તેઓની હૃદય-ઇચ્છા એ હતી કે જ્યારે નવાબ અને અફગાનો વચ્ચે તુમુલયુદ્ધ મચી રહેશે ત્યારે બન્નેની છાવણીઓ લૂંટવાની તેઓને ઇચ્છિત તક મળશે. મરાઠા નાયક જાનોજી અત્યંત ધૂર્ત્ત હતો એ વાત તેના ચિત્તમાં કોઈ વખતે આવી પણ નહોતી કે સ્વાર્થને ભૂલી અફગાનોનું શ્રેય કરવું.

યુદ્ધ માટે બન્ને પક્ષો તૈયાર હતા. રણક્ષેત્રમાં બન્નેનાં લશ્કરો એક બીજાની સામે ઉભાં હતાં અને યુદ્ધની રાહ જોતાં હતાં. સૈનાને મોખરે તોપો હતી. તે પછી બંદૂકોથી સુસજ્જિત પાયદળ સૈન્ય અને તેના પછી નગ્ન અસિ ધારણ કરેલા સ્વારો હતા. બન્ને પક્ષો શત્રુ સંહાર અર્થે વ્યગ્ર હતા.

રણવાદ્યની શરુઆત થઇ. તેના ભીમ ગંભીર નાદે સૈનિકોનાં હૃદય અત્યંત પ્રોત્સાહિત બનાવી મૂકયાં. નવાબ પક્ષની બાર

તોપોએ પોતાના ભિષણ નાદથી રણભૂમી ગજાવી મૂકી પરંતુ પવન ઉંકે તે પહેલાંજ વક્ષ જમીન દોસ્ત થયું. યુદ્ધ આરંભ થતાં એક ગોળો સરદારખાંને લાગ્યો. તેના પ્રબલ આઘાતથી તે પ્રતાપી સરદારની પ્રાણ હાનિ થઈ અને તેના સાથે સ્વાધીનતાની આશા મૃગજલવત્ જણાવા લાગી. સરદારખાંના મૃત્યુ સમાચાર સાંભળતાં તેની સેના પ્રાણ લઇ નાસવા લાગી. સૈન્યને નાસવામાં ઉદ્યંત જોઇ શમશેરખાંએ સૈન્યનું નાયક પદ મુસ્તફાખાંને સોપ્યું અને નાસતા સૈન્યને રોકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. નવાબે પ્રસંગ સમજી ભયભીત પલાયનોદ્યત સૈન્યને ઘેરી લીધું. અને મત્ત બની અફઘાન લોકો ઉપર આક્રમણ કર્યું. તેના પ્રબળ અસિ આઘાત વડે અનેક વીરોનાં મસ્તકો ધરણી પર રોળાવા લાગ્યાં કિન્તું પૃષ્ટ રક્ષક વિચીક્ષણ સિરાજુદ્દૌલાએ જોયું કે નવાબ પોતાના સૈન્યનો વ્યૂહ છોડી અત્યંત આગળ વધી આવેલ છે, અને તે તકનો લાભ લઇ મરાઠા દલ તેના ઉપર હુમલો કરવાને તૈયાર થઇ રહ્યું છે. સિરાજુદ્દૌલાએ ત્વરાથી પોતાના પિતામહને તેની ભૂલ તેમજ વિપક્ષીનું રણકૌશલ નિવેદન કર્યા પરંતુ આ પ્રસંગે નવાબનું ચિત્ત રણરંગને લીધે ઉન્મત્ત બની ગયું હતું. તેણે સિરાજની વાત ઉપર લક્ષ આપ્યું નહીં.

તરૂણ વયસ્ક છતાં સિરાજુદ્દૌલાએ અફઘાનોનુ કૌશલ અને મરાઠાઓનું ચાતુર્ય સમજી લીધાં. નવાબને તેની ભૂલનું ભાન કરાવવા છતાં જ્યારે તેણે કશું લક્ષ આપ્યું નહીં ત્યારે સિરાજુદ્દૌલાથી તે સહન થઈ શક્યું નહીં તેણે નવાબની અનુમતિ મેળવ્યા વગર થોડું સૈન્ય લઇ સ્વયં મરાઠાદલ પર હુમલો કર્યો. મરાઠાદલને અંતરાય નડવાથી આગળ વધવામાં અડચણ આવી. તેઓને યુદ્ધ

કરવું પડયું. ઘોરતર યુદ્ધ શરૂ થયું. શસ્ત્રોના ઝણકાર, તોપોની ગર્જના અને વીરોના હુંકારથી રણભુમિ ગાજી ઉઠી. બન્ને પક્ષોમાંથી માત્ર "મારો કાપોના" અવાજો સંભળાવા લાગ્યા. રણોન્મત્ત સૈનિકોના પગરવથી ઉડેલી ધૂળથી તેમજ અગ્નેય અસ્ત્રોના ધુમ્રથી આકાશ શ્યામવર્ણું થઈ ગયું. દિવસ છતાં રાત્રિનું ભાન થવા માંડયું. સૂર્યને એક વખત પોતાનું સ્વરુપ છૂપાવવું પડયું.

જોત જોતામાં બન્ને પક્ષોના અસંખ્ય સૈનિકો મહાનિદ્રાધિન થયા. મૃત સૈનિકોથી રણભૂમિ આચ્છાદિત થઇ ગઇ. રકત પ્રવાહ વહેવા લાગ્યો અને ચોતરફ કીચડ જામી ગયો. રણભૂમિની ચોમેર શિયાળ, શ્વાન નરરકત પ્યાસી પ્રાણીઓ ઘૂમવા લાગ્યાં. ગીધ, સમળી આદી માંસાહારી પક્ષીઓ આકાશમાં ઉડવા લાગ્યા. પૃથ્વી પર પડેલા સૈનિકોના મુખમાંથી 'જલ જલ' ના કરુણાર્દ્ર સ્વરો સંભળાવા લાગ્યા. પરંતુ આ સમયે તેઓને કોણ પાણી આપે ? કોણ આ વખતે સ્નેહી બની ભાઇ સમજી તેઓની સુશ્રુષા કરે ? સઘળા લડાઇને લીધે ઉન્મત્ત બન્યા હતા. પોતાનાં બલ પ્રાક્રમ બતાવવામાં પ્રવૃત્ત હતા. દયા કરવાનો તેમજ આપ્ત જનને ઓળખવાનો આ વખત નહોતો. આ વખતે વીરોના હૃદયમાંથી દયા, માયા, સ્નેહ, મમતા સર્વથા પલાયન કરી ગયા હતાં હૃદય વજ્ર જેવાં કઠોર થઇ ગયાં હતાં. તેથી આજે મનુષ્ય મનુષ્યનો સંહાર કરતા હતા. અને મરણોમુન્ખ સૈનિકોની કરુણા ભરી વિલાપ વાણી સાંભળી કોઇ વિચલિત થતા ન હોતા, તેમજ મૃત્યુ શય્યા ઉપર સૂતેલ પોતાના માનવ બંધુને જોઇ ભયભીત તથા દુઃખી બનતા નહોતા કેવલ "મારો મારો-કાપો કાપો-નો ઘોષ ચોતરફ સંભળાતો હતો.

સિરાજુદ્દૌલાનું લક્ષ્ય માત્ર એ હતું કે મરાઠાઓ એક કદમ પણ આગળ વધી ન શકે અવિશ્રાન્ત યુદ્ધ ચાલુ હતું; બન્ને પક્ષમાં તુમુલ સંગ્રામ ચાલતો હતો. તોપોના મુખમાંથી નીકળતા ધુમ્ર પુંજને લીધે શત્રુ મિત્ર કોઈ કોઇને ઓળખી શકતું નહોતું. નવાબના સુશિક્ષિત સૈન્યની આગળ પ્રતિક્ષણ તલવારના આઘાતથી તેમજ બંદૂકની ગોળીથી અફગાન સૈનિકો પ્રાણ વિસર્જન કરવા લાગ્યા મરાઠાઓએ જોયું કે વિપક્ષિઓનું બળ અધિક છે. આથી તેઓ પાછળ હઠયા અને યુદ્ધ બંધ કર્યું શમશેરખાં પોતાના સૈન્યને રોકી શકયો નહિં. તેનું લશ્કર નવાબના સૈન્યથી ભયભીત થઈ ફાવે તેમ નાસવા લાગ્યું. તેણે પોતાના વિખરાઇ ગયેલા સૈન્યને વ્યવસ્થિત કરવાના પ્રયત્નો કર્યા; પરંતુ તેમાં તે ફતેહમંદ થાય તે પહેલાં તો નવાબના લશ્કરે તેને ઘેરી લીધો ઉચિત પ્રસંગ સમજી નવાબના સુદક્ષ સેના નાયક હબીબ બેગે પોતાના અશ્વ ઉપરથી કૂદી, સત્રુના હાથી પર ચડી વિદ્રોહી શમશેરખાંનું મસ્તક કાપી લીધું. મસ્તક હાથીપરથી પૃથ્વીપર ઢળી પડયું.

હબીબબેગે અત્યંત ઉત્સાહ પૂર્વક શમશેરખાઁનું કાપેલું મસ્તક નવાબના હાથમાં પ્રદાન કર્યું. નવાબનું હૃદય આ ઇચ્છિત વસ્તુથી અત્યંત હર્ષિત બની ઉઠયું. તેટલામાં તેના લશ્કરે ઉચ્ચ સ્વરે વિજય નાદ કર્યો. યુદ્ધ બંધ પડયું, શમશેરખાઁના મૃત્યુ સમાચાર સાંભળી અફગાન લોકો રણભુમિ છોડી નાસી ગયા. મરાઠાઓ પ્રથમથીજ પાછળ હઠયા હતા. નવાબે જોયું કે પોતાના પક્ષનો વિજય થયો હતો અને સરદારખાઁ, શમશેરખાઁ, મુસ્તફાખાઁ યુદ્ધમાં માર્યા ગયા હતા. વાર્નનું ત્રિસીર્ણ ક્ષેત્ર અત્યારે શત્રુ હીન જણાતું હતું.

નવાબ પક્ષનો જય થયો; પરંતુ સિરાજુદ્દૌલાના રણ કૌશલ વગર આ લાભ મેળવી શકાત નહિં એ અત્યારે કોણ સમજી શકે? યદિ સિરાજે પૃષ્ઠ રક્ષકનું કામ ન લીધું હોત, અને મરાઠાઓનું કૌશલ તે ન સમજ્યો હોત તેમ તેણે યથાસમય મરાઠા સૈન્યપર આક્રમણ ન કર્યું હોત તો અફઘાનો નવાબનો પરાજય કરત એ સંભાવત હતું.



# પરિચ્છેદ ૧૭

## દયામયી બેગમ.



યુદ્ધમાં જયલાભની પ્રાપ્તિ પછી નવાબ અલીવર્દીખાંનું ચિત્ત પોતાની કન્યાના ઉદ્ધાર અર્થે વ્યગ્ર બની ગયું. તેણે યુદ્ધ ક્ષેત્રમાં જરાપણ વિલંબ કર્યા વગર શીઘ્ર પટણા તરફ પ્રયાણ કર્યું; ત્યાં રાજ ભવનમાં પ્રવેશ કરતાં તેણે જોયું કે કન્યા, દૌહિત્ર, દૌહિત્રી વિગેરે અત્યંત દીન હાલતમાં કારાગૃહમાં દુઃખ ભોગવતાં હતાં. સઘળાના હાથ પગોમાં લોઢાની જંજીરો નાંખવામાં આવી હતી અને તેઓએ સાધારણ વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. ભોજન અને નિદ્રા વગર તેઓનાં શરીરો અત્યંત જીર્ણ અને વિવર્ણ બની ગયાં હતાં. તેઓનાં કષ્ટની સીમાં નહોતી તેઓની દારૂણ દુર્દશા કરવામાં આવી હતી. આ દ્રશ્ય જોતાંજ અલીવર્દીખાંની આંખોમાંથી આંસુ નીકળી પડયાં તે એક વીરપુરૂષ હતો છતાં તેણે ઉચ્ચ સ્વરે સ્ત્રીઓની પેઠે રુદન કરવા માંડયું. નવાબ મહિષી પણ દુહિતાની દુર્ગતી જોઇ સ્થિર રહી શકી નહિં. તેણે

દોડી પોતાની પ્રિય પુત્રી અમિનાને આલિંગન આપ્યું. માતા પુત્રીએ વ્યાકુલ હૃદયથી રુદન કરવા માંડયું. કારાગૃહ ચોમેર આર્ત કરુણ સ્વરથી વ્યાપ્ત થઇ ગયું.

માતા, પિતા અને પુત્ર સિરાજુદૌલાનું મુખદર્શન કરતાં અમીનાને પતિની સ્મૃતિ થઇ. તે હૃદય વિદારક આર્તનાદથી વિલાપ કરવા લાગી કે જે દ્રશ્ય અત્યારે ગમે તેવા કઠોર હૃદયને પણ પીગળાવે તેવું હતું.

જનની ભ્રાતા ભગિની અને બીજી રમણિઓની દુર્ગતિ જોઇ આવા કરુણ પ્રસંગે પણ સિરાજુદૌલામાં ક્રોધનો પ્રભાવ થયો. તેનું હૃદય અત્યંત ક્રોધ વશ બની વેર લેવાને ઉદ્યત થયું તેણે કહ્યું, "ઘડિલશ્રી જેવી રીત્યે અફગાનોએ મારાં માતા ભગિની, ભ્રાતાઓને કારાગૃહમાં નાંખી દારૂણ યાતના આવી છે તેવીજ રીત્યે હું આજે તેના સમસ્ત પરિવારને રીબાવી સંહારીશ આજ તેમાંથી એક પણ મનુષ્ય મારા હાથથી બચી શકશે નહિં માત્ર આજ્ઞા આપો અલીવર્દીખાઁન પ્રત્યુત્તર આપે તે પહેલાં નવાબ મહિષીએ કહ્યું, નહિં સિરાજ તારા આ નૃશંસ પ્રસ્તાવને હું અનુમોદન આપતી નથી." સિરાજુદૌલાએ ક્રોધ કમ્પિતસ્વરે કહ્યું. "આપ સર્વ મારા કાર્યને અનુચિત ગણો છો શું ? જેણે મારાં પ્રાણાધિક વ્હાલાંઓને અત્યંત કષ્ટ આપ્યું છે. તેના સ્નેહીઓ તથા આપ્ત જનો મારા હાથમાં આવે ત્યારે શું હું બદલો ન લઉં ? શું એક કાયર પુરુષની માફક મારે અફગાનોએ ચલાવેલ વર્તનને સહન કરવું, એવી તમે આજ્ઞા આપો છો ? અફગાનોનો અત્યાચાર કદાપિ મારાથી સહન થઇ શકવાનો નથી."

બેગમ:—સિરાજ, શું આવી રીત્યે તુ બદલો લેવા માગે છે ? કોના પાસેથી તારે બદલો મેળવવો છે. ?

સિરાજ હા ! અફ્ગાન લોકોના પરિવારની દુર્દશા કરી હું તેઓને સ્નેહી વિયોગનું દુઃખ આપીશ.

બુદ્ધિ મતિ નવાબ પત્નીએ આ વખતે ધૈર્ય માર્ગ કહાડી કહ્યું, "સિરાજ, અકારણું ક્રોધ છોડી દે ! વિચાર કરી જો કે આમાં અફ્ગાન લોકોના પરિવારનો શો દોષ છે ? તું એકના અપરાધને બદલે બીજાને દંડ આપવા માગે છે આ ઇચ્છાને કોણ ન્યાય યુક્ત કહશે ? આવું વર્તન દુનિયાની દ્રષ્ટિએ અત્યંત અનુચિત ઠરશે વિશેષતઃ આવા અધર્મ આચરણથી ઇશ્વરને તારે જવાબ આપવો પડશે વળી જેઓએ તારા માતા ભગિનિ, ભાઇઓને અકારણ કષ્ટ આપ્યાં હતાં તેઓ તો યથાર્થ દુઃખદ પરિણામ મેળવી ચૂકયા છે. તે નિષ્ઠુરોને ઉચિત ફલ મળ્યું છે પ્રતિહિંસાને વશ વર્તી તેના અનાથ કુટુંબ ઉપર જુલમ ગુજારવો એ અત્યંત ઘાતકી કામ છે. તેમાં પુરુષાર્થ નથી. જે વીરત્વ તેં રણક્ષેત્રમાં દર્શાવ્યું તે ખરો પુરુષાર્થ હતો. અબળાઓ ઉપર અત્યાચાર કરે તેના જેવો અધમ, નિષેધિ પુરૂષ જગત્માં કોઇ નથી સિરાજ, તે ઉચ્ચ વંશમાં જન્મ ધારણ કરી વીર પદ મેળવ્યું છે. તારા જેવા વીર પુરુષે બંગાલ બિહાર ઓરીસાની ગાદી ઉપર બેસતાં પહેલાં આવી અપકીર્તિનો સંચય કરવો જોઇએ નહીં. માટે જે ઉચ્ચ વંશમાં તારો જન્મ થયો છે, અને જે યશસ્વી સિંહાસનારુઢ તું થવાનો છે તેને અનુરુપ કાર્યો તારે કરવાં જોઇએ આથી. સમગ્રદેશ જાણી શકશે કે સિરાજુદૌલા આપણા માટે જેવો જોઇએ તેવો સુયોગ્ય નરપતિ છે. "

સિરાજુદ્દૌલાએ પ્રત્યુત્તર વાળ્યો નહીં. અદ્યાપિ તેના હૃદયમાં ક્રોધની જ્વાળા સળગતીજ હતી. તક સાધી, અલીવર્દીખાંએ કહ્યું, " સિરાજ, શું તું અમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માગે છે. ? વીરને ન છાજે તેવું કૃત્ય કરવા માગે છે ? તેથી તને કશી ફલ સિદ્ધિ પ્રાપ્ત થશે નહીં. અનાથ, અસહાય્ય રમણીઓને દંડ દેવાથી એક વીરની કીર્તિ કદિ ઉજ્જવલ થશે નહિં. વત્સ ! કદાચ અમારી સલ્લાહ તને વ્યાજબી ન લાગતી હોય તો તારી માતાની સલાહ લે. તે તારી ઇચ્છાને અનુમોદન આપશે તો અમે તારા કાર્યમાં વિક્ષેપ નાંખીશું નહિં, " ઇશ્વર જાણે સિરાજુદ્દૌલાની માતા અમીનાબેગમની શી ઇચ્છા હશે ! પરંતુ તેણે માતા–પિતાને અસમ્મત થતાં જોઇ કહ્યું, " પુત્ર સિરાજ, ક્રોધનો પરિત્યાગ કર ! જે કંઇ મારા ભાગ્યમાં લખ્યું હતું. તે પ્રમાણે બન્યું છે. વિધિનો લેખ ફેરવવાની શક્તિ કોનામાં છે ? પુત્ર, જે દુરાચારીઓએ તારા પિતાને પ્રાણદંડ આપ્યા તેઓને તો ઉચિત શિક્ષા મળી ચૂકી છે. હું અત્યારે જેમ વિલાપ કરું છુ તેવીજ દુર્દશા અત્યારે તેઓની છે. સ્ત્રી જાતિ માટે વૈધવ્યથી વધારે દુઃખદ બીજું કશું નથી. વત્સ, તેટલા માટે હવે એ અનાથ અસહાય્ય અફ્ગાન રમણીઓને આપણે વધારે વીટંબણા આપવી જોઇએ નહિં. "માતાને વિશેષ કંઇ સિરાજુદ્દૌલા કહી શક્યો નહિં. કિન્તુ વારંવાર તેની નજર કમરપર લટકાવેલી તરવાર ઉપર ઠરવા લાગી

આ પ્રમાણે વ્યવસાયમાં સઘળાં પ્રવૃત્ત હતાં; તેટલામાં અફ્ગાન સ્ત્રીઓ દલબદ્ધ બની આર્તનાદથી રડતી ત્યાં આવી પહોંચી તે સઘળી શોક દુઃખથી અધીર બની ભયથી કંપી રહી હતી. તેઓની આંખોમાંથી શ્રાવણના મેઘની પેઠે અવિચલ અશ્રું ધારાંઓ વહેતી

હતી. કોઇ પતિના, કોઇ પુત્રના, કોઇ પિતાના, કોઇ ભાઇના શોકથી ઉન્માદિની બની ગઇ હતી. તેઓ હાહાકાર કરતી, શિરપર આઘાત કરતી અલીવર્દીખાંના પગ પાસે પડી કરુણ સ્વરથી કહેવા લાગી, " નવાબ બહાદુર, અમે અસહાય્ય અબળાઓ તમારે શરણે છિએ, અમારું રક્ષણ કરો. અમે સ્ત્રી જાતિ છિએ. અમારા પતિ પુત્રાદિએ તમારા સાથે શત્રુતા રાખી હતી, કિન્તુ તેમાં અમારો સ્વલ્પ દોષ નથી. વિશેષમાં અમો આપની અત્યારે પદાશ્રિતા છિએ. તમે અમારા પર પ્રસન્નતા દાખવો." આટલું કહી સર્વ સ્ત્રીઓ છાતીફાડ રડી પોતાની દુઃખદ સ્થિતિનું સંપૂર્ણ ભાન કરાવવા લાગી.

સ્ત્રી જાતિનું હૃદય નૈસર્ગિક રીત્યે કોમળ હોય છે. તે કઠિન છે છતાં અત્યંત કોમળ છે. નવાબ પત્ની વીરાંગના હતી. તેના હૃદયમાં વીરોચિત કઠોરતાનો અભાવ નહોતો; પરંતુ તે હૃદય દયા, માયા, સ્નેહ, મમતાથી પરિપૂર્ણ હતું. અફગાન મહિલાઓના વિલાપ અને દયાજનક સ્થિતિ જોઇ તેનું કરુણા પૂર્ણ હૃદય પીગળી ગયું. શત્રુઓની સ્ત્રીઓ હોવા છતાં તેની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં. તેણે કહ્યું, "બ્હેનો, તમે રુઓ નહિં. જરાપણ ભય રાખો નહિં. તમારા પતિ પુત્રાદિએ અમારા માટે શત્રુતા કરી અમોને અત્યંત દુઃખ દીધું છે. અનેક અસહાય્યક સ્ત્રી પુરુષોને વિષમ ફલ ભોક્તા કર્યાં છે તેઓને તેઓના એ દુષ્કર્મોના બદલામાં ઉચિત ફલ મળ્યું છે. તેઓના અપરાધ માટે તમોને શિક્ષા આપવાની અમારી લેશ પણ ઇચ્છા નથી. તમે સર્વ નિર્ભય બની ઇચ્છિત સ્થાને જાવ. કોઇપણ વ્યક્તિ તમારા માર્ગમાં અંતરાય નાંખશે નહિં." નવાબ પત્નીનાં આશ્વાસનરૂપી વચનો સાંભળી અફગાન સ્ત્રીઓ મનમાં તેની અત્યંત પ્રશંસા કરવા લાગી. વાસ્તવિક રીત્યે નવાબ પત્નીનું

હૃદય માત્ર અફગાન રમણિઓને લીધે નહિં પરંતુ તેની સ્વાભાવિક કોમળતાને લીધે હંમેશાં પૂજનીય હતું.

તેઓના જવા પછી નવાબ પત્નીએ સિરાજને કહ્યું, "સિરાજ પ્રતિહિંસાને વિવશ બની, જેના ઉપર તું અત્યાચાર કરવાને તૈયાર થયો હતો, તે તારા ભયથી કમ્પાયમાન બની તારે શરણે આવી હતી. તે અનાથિની સ્ત્રીઓ ઉપર આપણે જો જુલમ ગુજાર્યો હોત તો આપણે જગત્ તેમજ જગદીશ્વરની દ્રષ્ટિએ ગુનેહગાર બનત, તેટલા માટે વત્સ આપણે હંમેશાં ક્ષમા કરતાં શિખવું જોઇએ. જગત્માં ક્ષમાથી વધારે શ્રેષ્ટ ગુણ બીજો કોઇ નથી.

અમીના:—માતા, આપણો સિરાજ હજુ બાળક છે બાળકોની બુદ્ધિ હંમેશાં તરલ હોય છે. સારૂં નરસું સમજવાની તેઓમાં શક્તિ હોતી નથી.

બેગમ:—નહીં બેટા ! સિરાજ ક્રોધવશ થયેલ છે. હું તેના બાળપણથી તેનું નિરીક્ષણ કરું છું. જે વાત તે પકડે છે તે અત્યંત પરિશ્રમ વેઠવા છતાં છોડતો નથી. જેના ઉપર પ્રજાનાં ધન પ્રાણ, કુલ પ્રતિષ્ઠાનો આધાર છે, તેણે આટલા બધા ક્રોધીષ્ટ કદિ થવું જોઇએ નહીં. સિરાજે હજુ સૂધી પોતાની આ કુટેવ ઉપર લક્ષ આપ્યું નથી. ઘણી વખતે તેને શિખામણ આપવામાં આવી છે છતાં તેણે દુર્લક્ષ કર્યું છે.

અલી:—હવે એ વાત અહિંઆજ પડતી મૂકો. આપણે એક અગત્યની બાબતનો નિર્ણય અત્યારે કરવાનો છે. પટણાનો શાસન ભાર કોને માથે નાંખવો તે માટે હું તમારી સલાહ માગું છું.

બેગમ:—જ્યાં સૂધી સિરાજ બંગાલ બિહાર ઓરિસાના

સિંહાસન પર ન બેસે ત્યાં સૂધી વાસ્તવિક રીત્યે પટણાની ગાદી ઉપર તેનો અધિકાર છે. તેટલા માટે તે પદ સિરાંજને અપર્ણ કરવું જોઇએ.

અલીઃ—યદિ પટણાનો રાજ્યાધિકાર તમે સિરાજને આપવા માંગો છો તો પછી તેને તમારે તમારી દ્રષ્ટિથી દૂર રાખવો પડશે. અર્થાત્ સિરાજને પટણામાં રહેવું પડશે.

બેગમઃ—નહીં, નવાબ બહાદુર, હું તેને એક ઘડી પણ મારી આંખોથી અલગ રાખી શકીશ નહીં.

અલીઃ—તો પછી તે પટણાનું રાજ્ય શી રીત્યે કરશે ?

સિરાજઃ—વડિલશ્રી ! પૈતૂક સિંહાસન મારે કોઈ પણ રીત્યે છોડવું જોઇએ નહીં. પટણાનો શાસન ભાર તમારે મનેજ સોંપવો પડશે

નવાબે હસી કહ્યું—સિરાજ, પટણાનો અધિકાર તને સોંપવામાં આવે તેની હું જરા પણ અવગણના કરતો નથી પરંતુ તેથી અડચણ એ આવે છે કે તારો વિયોગ અમો સહન કરી શકશું નહીં થોડી વાર નવાબે વિચારી કહ્યું, વારું ભલે પટણાનો અધિકાર અમો તને સોંપશું પરંતુ તારે તારા પ્રતિનિધિ સ્વરૂપ કોઇ કુશળ રાજ્યનીતિજ્ઞ પુરૂપને પટણાનું રાજ્ય તંત્ર સોંપવું કે જે તારા નામથી પટણાનું રાજ્ય ચલાવશે. આ પ્રમાણે નિર્ણય કર્યા પછી મોટા સમારંભ સાથે સિરાજને પટણાના સિંહાસન ઉપર બેસાડવામાં આવ્યો. સર્વત્ર જાહેર થયું કે હવેથી પટણાનું નવાબ પદ સિરાજુદ્દૌલાને સોંપવામાં આવ્યું છે.

સિરાજુદ્દોલા પટણાની ગાદી ઉપર બેઠો રાજા જાનકીરામ

**નવાબ** અલીવર્દીખાંનો અત્યંત વિશ્વાસુ પ્રધાન મંત્રી હતો તેને **સિરાજ**ના પ્રતિનિધિ તરીકે પટણાનું રાજ્ય ચલાવવા માટે નીમવામાં આવ્યો. વસ્તુતાઃ **સિરાજ પટણા**નો નામનો **નવાબ** બન્યો.

**રાજા જાનકીરામને પટણાનો** કાર્યભાર સોંપી **નવાબે** સહ કુટુંબ **મુર્શિદાબાદ** પ્રયાણ કર્યું. **સિરાજે** વિચાર્યું કે માતામહે આવી યોજના કરી એક પ્રકારનું પ્રહસન કરી બતાવ્યું છે. તેણે અપ્રસન્ન ચિત્તે **નવાબ** સાથે પ્રયાણ કર્યું.

# પરિચ્છેદ ૧૮

## દંપતિ



સિરાજુદ્દૌલા **હીરાઝીલ** પહોંચ્યો કે તરત માર્ગ પ્રતીક્ષા કરતી **લુત્ફુન્નિસાએ** તેનો હસતાં હસતાં સત્કાર કર્યો. તેણે કહ્યું “પટણાના **નવાબ**નો જય હો !” **સિરાજુદ્દૌલાએ** તેને આલિંગી પ્રત્યુત્તર વાળ્યો પ્યારી **લુત્ફુન્નિસા**, તને આ વાત કોણે કરી ? **લુત્ફુન્નિસાએ** મધુર સ્મિત કરી કહ્યું, **રજીયાબેગમે. રજીયાબેગમ સિરાજુદ્દૌલાની બહેન** હતી.

કૃષ્ણ પક્ષના તિમિરમય આકાશમાં વિજળી પેઠે **લુત્ફુન્નિસાના** મધુર હાસ્યે **સિરાજ**ના હૃદયનો વિષાદ દૂર કરી નાંખ્યો. પરંતુ પુનઃ સ્મૃતિ આવતાં તેનું ચિત્ત ખિન્ન બની ગયું. તેણે કહ્યું, “પ્રાણાધિકે ! તું કહે છે તે સત્ય છે. પરંતુ વાસ્તવિક તેમ નથી હું માત્ર **પટણા**નો નામનો **નવાબ** છું.” **સિરાજુદ્દૌલાની** વાત પર

લુત્ફુન્નિસાને વિશ્વાસ આવ્યો નહીં. તેણે હાસ્ય પૂર્ણ હૃદયે કહ્યું, " પટણાનું રાજ્ય સિંહાસન આપને પ્રાપ્ત થયું. સઘળા આપને પટણાના નવાબ કહે છે. પછી આપને શી ખામી છે. ?

સિરાજ:, પ્રિયતમા એવું ઘણી વખત બને છે કે જે વૃક્ષ ઉછેરે છે તે ફળનો ભોકતા થઇ શકતો નથી. પટણાનું સિંહાસન આરોહણ અને નવાબ પદની પ્રાપ્તિ તે વૃક્ષના ન્યાય જેવી છે." લુત્ફુન્નિસા વિસ્મયપામી. તેણે પૂછયું, " નાથ! તમે કહો છો તે સમજાતું નથી. સઘળા જાણે છે કે જે વૃક્ષ વાવે છે તે તેનાં ફળોનું આસ્વાદન કરે છે. મેં તો આપની પાસેથી આજે નવી વાત સાંભળી."

સિરાજ:—પ્રાણધિકે, એ એક નવી વાત છે. નહિં તો હું એવું શા માટે બોલું ? જે પરંપરાથી ચાલ્યું આવે છે તેવું નથી બનતું ત્યારે લોકો તેને એક નૂતન ઘટના માની લે છે. તેટલા માટે પટણાના સિંહાસનની પ્રાપ્તિ એ એક નૂતન ઘટના છે.

લુત્ફુન્નિસા:—ત્યારે કહોને નાથ શી નૂતનતા છે ?

સિરાજના વિષણ મુખપર સ્મિત જોવામાં આવ્યું. તેણે ઇષત્ હાસ્ય કરી કહ્યું, " પ્રિયતમે ! મેં સત્યજ કહ્યું છે. જો કે હું પટણાનો નવાબ બન્યો છું છતાં ત્યાંનું રાજયતંત્ર જાનકીરામ ચલાવશે. હું નામ માત્રનો નવાબ છું. સિંહાસનનો અધિકારી છું તે પણ માત્ર નામનો !

હવે લુત્ફુન્નિસા સ્પષ્ટ સમજી. તેણે પૂછયું, " જ્યારે આપ સિંહાસનના ખરા અધિકારી છો ત્યારે શાસન ભાર જાનકીરામને શા માટે સોંપાયો ? શું આપે તે સ્વીકૃત ગણ્યું ?"

સિરાજ:—પ્રાણુપ્રિયે ! પોતાના ઐશ્વર્યનું હાથેથી દાન કરી આપવું, એવું તેં કદિ સાંભળ્યું છે ! જેણે પટણાંનું સિંહાસન મને સોંપ્યું તેણેજ તેનો શાસન-ભાર જાનકીરામને સોંપ્યો.

લુત્ફુન્નિસા:—આપ શા માટે તે યોજના સાથે સમ્મત થયા?

સિરાજ:—મેં વડિલને ઘણું કહ્યું, પણ તેણે મારી એક પણ વાત સાંભળી નહિં.

લુત્ફુન્નિસા:—ન સાંભળવાનું કારણ ?

સિરાજ:—મારો જરા પણ વિયોગ તેઓ સહન કરી શકયા નહિં.

લુત્ફુન્નિસા:—સ્પષ્ટ જણાય છે કે પટાણાનો શાસનભાર આપને સોંપવાની નવાબની ઇચ્છા નહિં હતી. માત્ર ફરજ પડવાથી તેણે તમને નામના નવાબ બનાવ્યા છે. જો તેમની અંતરેચ્છા એ હોત કે તમને નવાબ બનાવવા તો તેઓ કદિ રાજા જાનકીરામને રાજયશાસન અર્પણ કરત નહિં. નવાબ બહાદુરે આપને પ્રેમના આવરણના બહાનાથી ભૂલાવ્યા છે આપે ભૂલાવામાં પડી તેમની ઇચ્છા મંજૂર રાખી એ મારી માન્યતા મુજબ સારું કર્યું નથી.

સિરાજ:—લુત્ફુન્નિસા, શું કરું ? માત્ર માતામહ અને માતા મહીના અનુરોધથી મારે સઘળું કબુલ રાખવું પડયું હતું. હવે મને સમજાય છે કે મને ઠગવામાં આવ્યો છે. પરંતુ હું એ ભૂલ ત્વરાથી સુધારી લઇશ. અને તેઓનાં ગમે તેવાં મમતાવાળાં વચનો સાંભળીશ નહિં. લુત્ફુન્નિસા હું શપથ ખાઇ કહું છું કે કોઇ સુયોગ પ્રાપ્ત થતાં પટણા ઉપર આક્રમણ કરી રાજા જાનકીરામને પટણાનો શાસનભાર મને સોંપી દેવાની હું ફરજ પાડીશ. મારા પૈતૃક રાજ્યનો અધિકાર રાજા જાનકીરામ ચલાવે, અને સઘળો યશ તેને મળે, હું તેનો

અનુગ્રહી બની તેના તરફથી આપવામાં આવતી સામાન્ય વૃત્તિનો સ્વીકાર કરું, એ કદી બનશે નહિં.

લુત્ફુઃ—તો શું આપ નવાબ બહાદુરનું અપમાન કરવા માંગો છો ?

સિરાજુદ્દૌલાએ અભિમાનયુક્ત વાક્યો ઉચ્ચાર્યાં, " અપમાન ? સ્વાર્થના રક્ષણ માટે મારે કદી તેમના માર્ગમાં આવવું પડે તો શું થયું ? સમજણ આવ્યા પછી બાલક જેવી ભૂલ મારાથી થશે નહિં. મારા સામેજ મારી ખાદ્ય વસ્તુ ખુંચવી લઇ બીજો તેનું ભોજન કરે અને હું એક કાયર પુરૂષની પેઠે મૌન્યવત ધારણ કરી શું તે જોયા કરું ? જેના શરીરમાં વીર રક્ત વહે છે, હૃદયમાં ઉત્સાહ છે, બાહુમાં બળ છે, અને જેની કમ્મરપર વિજયી સમશેર લટકે છે, તે પોતાના સુખનો ગ્રાસ કદિ બીજાને લઈ જવા આપશે નહિ. અવશ્ય હું જાનકીરામ પાસેથી પટાણાની શાસન શક્તિ છીનવી લઇશ વડિલશ્રી તેથી કદાચ અસંતુષ્ટ થાય તો ભલે થાય. મને પોતાનો દુશ્મન સમજે તો ભલે તેમ હો ! તેમની પ્રીતિને વશ થઇ હું હવે મારો સ્વાર્થ જતો કરીશ નહી.

સિરાજુદ્દૌલાની દ્રઢ પ્રતિજ્ઞા સાંભળી લુત્ફુન્નિસા જરા ભયભીત બની ગઇ. સ્વામીની આ બુદ્ધિનું પરિવર્તન કરવા એક યુક્તિ શોધી તેણે કહ્યું, જ્યારે બંગાલ બિહાર ઓરીસાના આપ ઉત્તરાધિકારી છો નવાબ બહાદુરના અવસાન પછી સઘળું આપનુંજ છે તો પછી પટણાના તુચ્છ સિંહાસન માટે આપે આવો વિગ્રહ શા માટે કરવો જોઇએ. ?

સિરાજ:—નહીં લુત્ફુન્નિસા ! ભવિષ્યના સ્વાર્થની આશામાં વર્તમાન સ્વાર્થનો ત્યાગ હું કદાપિ કરીશ નહીં. જે ભવિષ્યના લાભને વશ થઇ ઉપસ્થિત પ્રાપ્તિને સાધતો નથી તેના ભાગ્યમાં સુખ ભોગ હોય છે કે નહીં, તેનો મને સંદેહ છે. તેટલા માટે ભવિષ્ય પર વિશ્વાસ રાખી હું કદિ પટણાનો શાસનભાર છોડીશ નહીં ? કદાપિ તેમ કરતાં યુદ્ધ કરવું પડે તોપણ હું કરીશ પરંતુ મારા હાથેથીજ મારું અશ્રેય કરી હું જાનકીરામનો હવે વધારે વખત કૃપાકાંક્ષી બની રહીશ નહીં. ”

આ પ્રસંગે વિશેષ કહેવું અનુચિત સમજી લુત્ફુન્નિસાએ માત્ર થોડુંજ કહ્યું, આપને યોગ્ય લાગે તે કરો. હમો સ્ત્રી જાતિ ગૂઢ રાજનીતિમાં શું સમજીએ ? તોપણ આ દાસીની વિનંતી છે કે ગમે તેમ પણ જાનકીરામ આપના પદાશ્રિત છે “ લુત્ફુન્નિશાનાં વિનીત વાક્યો સાંભળી, સિરાજુદ્દૌલાનું પ્રેમવશ હૈયું ભરાઇ આવ્યું. તેણે તેને છાતી સરસી ચાંપી તેના ગુલાબી કપોલો પર ચુંબન કરી કહ્યું, પ્રાણાધિકે તારો પ્રેમ કદિ વિસરાશે નહિં ! જ્યાં સૂધી જીંદગી છે ત્યાં સૂધી સુખ:દુ:ખસંપતિ વિપત્તિમાં સિરાજના હૃદયમાં અન્ય કોઇ અબળા સ્થાન પામશે નહીં. પ્રાણેશ્વરી ! આ સિરાજને માત્ર તારા પ્રેમનીજ અભિલાષા છે.

લુત્ફુ:—નાથ, આ દાસી આપનીજ કિંકરી છે. આપના શિવાય આ જગતમાં મારું કોઇ નથી. વિપદ્‌માં સહાય કરવા વાળું, શોકમાં શાન્તવન આપવાવાળું, વિષાદમાં સમવેદના દર્શાવનારૂં આપ શિવાય મારે બીજું કોણ છે ? આપ શિવાય આ દાસીને બીજું કોઇ આરાધ્ય નથી. આપનું સુખ એ મારું સુખ અને આપનાં સંકટો એ મારાં સંકટો છે. સ્વામીન્

આ દીનની એટલી પ્રાર્થના લક્ષમાં રાખશો કે આ દાસી આપની સેવાથી કદિ વંચિત થાય !" આટલા શબ્દોચ્ચાર કરતાં લુત્ફુન્નિસાને પોતાના પૂર્વ જીવનનું સ્મરણ થયું. વર્ત્તમાન સ્થિતિ સાથે તેની સરખામણી કરતાં તેનું ચિત્ત હર્ષ અને વિષાદથી ભરાઇ આવ્યું અને કર્ણ સુધી નયન કમલોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. પ્રિય પાઠક ! આ દ્રશ્ય કેટલું બધું સુંદર છે ? સિરાજુદ્દૌલા થોડો વખત સુધી પોતાને ભૂલી ગયો અને લુત્ફુન્નિસાના આંસુઓ લૂછી કહેવા લાગ્યો, લુત્ફુન્નિસા, હૃદયેશ્વરી ! શા માટે એવી કલ્પના કરે છે ? તું સિરાજુદ્દૌલાનું જીવન છે. જીવન અને તારો બન્નેનો સિરાજ સાથે ત્યાગ કરશે અન્યથા નહીં તારા જેવું અમૂલ્ય રત્ન મને મારા પ્રારબ્ધ સંજોગેજ મળ્યું છે." બન્નેનાં ચિત્ત પ્રેમોન્મત્ત વિહ્વલ બની ગયાં ને અરસપરસ આલિંગન કરી પ્રેમની અનુપમ સુખ માધુરીનો ઉપભોગ કરવા લાગ્યા. આ સુખ, આ માધુરી ભાષાદ્વારા વર્ણવવાં દુર્ઘટ છે ! જેણે અનુભવ્યાં હોય તેજ માત્ર તેને જાણી શકે !

## પરિચ્છેદ ૧૯

### જાનકીરામની મુંઝવણ




નું અને સુગંધ બન્ને સાથે મળ્યાં સિરાજુદ્દૌલા આટલા દિવસ સુધી જે સુયોગ મેળવવા તલપી રહ્યો હતો તે તેને મળી ગયો. દૂતે આવી નવાબ અલીવર્દીખાંને ખબર આપ્યા કે મરાઠાઓએ પુનઃ ઉપદ્રવનો આરંભ કર્યો છે, પ્રજા વર્ગમાં હાહાકાર વર્તી રહ્યો છે. આ વખતે નવાબે જરા

પણ વિલંબ કર્યો નહીં. તેણે શીઘ્ર સૈન્ય લઇ મેદિનીપૂર તરફ પ્રયાણ કર્યું. બેગમ તેની સંગાથે ગઇ પરંતુ આ વખતે દૌહિત્ર પાછળ રહ્યો.

સિરાજે પોતાની અસ્વસ્થ પ્રકૃતિનું બહાનું કાઢ્યું. તેના મનમાં જુદાજ તરંગો ઘૂમતા હતા. તેણે પટણાનો શાસનભાર પોતાના હાથમાં લેવાની યોજના મેહદી નિસારખાં સાથે મળી અગાઉથી કરી રાખી હતી. મેહદી નિસારખાં સિરાજનો અત્યંત વિશ્વાસુ સેનાપતિ હતો. સિરાજે તેને પોતાની અંતરિચ્છા વિદિત કરી. નિસારખાંએ તેના વિચારોને પ્રોત્સાહન આપ્યું અને ગૂપચૂપ સૈન્ય એકઠું કરવા લાગ્યો. સઘળી તૈયારી થઇ ચૂકી સિરાજે પરદેશ પર્યટનનું કારણ દર્શાવી મુર્શિદાબાદનો ત્યાગ કર્યો અને તેના શરીર સંરક્ષકનું પદ ધારણ કરી નિસારખાં બેહજાર માણસનું લશ્કર લઇ તેની સાથે નીકળ્યો. માતામહ તથા માતામહી રાજધાનીમાં નહોતાં પછી આટલું સૈન્ય સાથે લઇ નીકળવાના તેના કાર્યમાં વિક્ષેપ કોણ નાંખી શકે? જગતશેઠ, મહતાબચંદ આદિપ્રધાન વર્ગ સિરાજુદૌલાની હઠીલી પ્રકૃતિ જાણતા હતા તેથી તેઓમાંથી કોઇએ તેને એક શબ્દ પણ પૂછવાનું સાહસ ન કર્યું. સિરાજનું હૃદય આશા અને ઉત્સાહથી પરિપૂર્ણ હતું. તેણે ત્વરાથી પટણા તરફ પ્રયાણ કર્યું. સઘળા માનતા હતા કે સિરાજે દેશ ભ્રમણ માટે પ્રયાણ કર્યું છે પરંતુ ખરી વાતની કોઇને ખબર નહોતી. આમ થવાનું એક વિશેષ કારણ હતું. મંત્રી વર્ગ તથા રાજપુરુષોને કોઇપણ જાતનો સમય ન આવે તેટલા માટે સિરાજુદ્દૌલાએ બેગમ લુત્ફુન્નિસાને પોતાની સાથે લીધી હતી. સિરાજ

અનેક વાર માતામહની સાથે યુદ્ધમાં ગયો હતો અને તે વખતે હમેશાં નવાબ-મહિષી સાથે જતી પરંતુ બેગમ લુત્ફુન્નિસા સાથે હોય, એવો પ્રસંગ કદિ બન્યો નહોતો.

પટણા પહોંચતાજ સિરાજે પોતાના છદ્મવેશનો ત્યાગ કર્યો, અને રાજપ્રાસાદની અંદર પ્રવેશ કરતાં પહેલાં એક પત્ર દૂતદ્વારા જાનકીરામ ઉપર લખી મોકલ્યો. પત્ર નીચે પ્રમાણે હતો.

"જાનકી રામ !"

"પટણાનું રાજ્ય સિંહાસન મારું છે અને હું જ પટણાનો નવાબ છું. તમે માત્ર મારા પ્રતિનિધિ હતા, આટલા દિવસ સૂધી મેં મારા રાજ્ય સાથે કોઇ જાતનો સંબંધ રાખ્યો નથી પરંતુ હવે મારી તેવી ઇચ્છા નથી. હું પટણાનો વાસ્તવિક નવાબ છું. મહિને મહિને પગાર લઇ તમને રાજ્યશાસન કરવા આપું એ યોજના હવે મને માન્ય નથી. આટલા દિવસ સૂધી મેં મારા સ્વાર્થ તરફ દુર્લક્ષ કર્યું તે માત્ર મારા માતામહની મરજીને લીધેજ થયું હતુ; પરંતુ હવે તેને પ્રસન્ન રાખવા હું મારા સુખ–ઐશ્વર્ય અને પદ પ્રતિષ્ઠાનો નાશ થવા દેવા માંગતો નથી. આથી હું મારા રાજ્યની તમારા પાસેથી ખુલ્લી રીત્યે માંગણી કરું છું. જો તેમ કરવાની તમારી ઇચ્છા નહિ હોય તો હું યુદ્ધ કરીને પણ મારૂ ઇચ્છિત મેળવીશ. હું એક વીર પુરુષ છું અને તેથી યુદ્ધનો મને ક્ષોભ નથી.

તમે આટલા દિવસ સૂધી મારા પ્રતિનિધિરૂપે રહી ધન સંચય કર્યો તે મારી ઇચ્છા વિરુદ્ધ થયું છે. મારી ઇચ્છા એ છે કે પટણાનો રાજ્ય કાર્યભાર મારે સ્વહસ્તે ચલાવવો. અતએવ

આ પત્ર વાંચી ત્વરાથી તમારે રાજયનો સઘળો અધિકાર મને સોંપી દેવો અને તમારાં ધન સંપત્તિ લઇ ત્વરાથી પટણાનો ત્યાગ કરવો, એવી હું આજ્ઞા કરૂં છું. આ આજ્ઞાનું પાલન નહિ કરવામાં આવે તો મારું સૈન્ય યુદ્ધ માટે તૈયાર છે. તમારો અભિપ્રાય શું છે તે હું જાણતો નથી અને તેથીજ મેં તમને કોઇ જાતની હરકત પહોંચાડવી ઉચિત ધારી નથી તેથી હવે વિલંબ કર્યા વગર દીર્ઘદ્રષ્ટિ પહોંચાડી પોતાના કર્ત્તવ્યનું પરિપાલન કરી લેવું એક વખત અગ્નિ પ્રજ્વલિત થયા પછી તેને શાન્ત કરવાનું કામ અત્યંત મુશ્કેલ છે, તે વખતે તમે મારા ક્ષમા ભાગી થઇ શકશો નહિં. તમારૂં સંગ્રહ કરેલું સઘળું દ્રવ્ય તમે ગુમાવશો એટલુંજ નહિં પણ તમારી મુક્તિની આશા આકાશ કુસુમવત્ બનશે, ઇતિ

## નવાબ મન્સુરૂલ મુલ્કા સિરાજુદ્દૌલાશાહ કુલીખાં મિરજા મુહમ્મદ હેબતજંગ બહાદુર.

સિરાજુદ્દૌલાનો પત્ર વાંચી રાજા જાનકીરામ અત્યંત વિચાર ગ્રસ્ત બની ગયો કયા માર્ગનું અવલંબન કરવું અથવા આ સમયે શું કરવું તે શોધી કાઢવું અત્યારે તેને અત્યંત મુશ્કેલ જણાયું. યદિ પટણાનો શાસન ભાર સિરાજુદ્દૌલાને સોંપી દેતો તે નવાબનો દોષ ભાગી થાય અને સિરાજુદ્દૌલાના આદેશની અવ હેલના કરે તો તે કોપાયમાન થાય એવી અત્યારે. વસ્તુ સ્થિતિ હતી. યુદ્ધ કરવાથી રાજુસદ્દૌલા અને રાજ્ય બન્નેનું અનિષ્ટ થવાનો સંભવ હતો. તેને ખાત્રિ હતી કે સિરાજુદ્દૌલાનો સ્વભાવ ઉદ્ધત છે અને તેથી અવશ્ય યુદ્ધ થવાનું.

છેવટે તેણે બહુ વિચાર કરી એક માર્ગ શોધી કાઢયો. તેણે નિશ્ચય પૂર્વક માન્યું કે નવાબની અનુમતિ વગર પટણાનો શાસન ભાર સિરાજુદ્દૌલાને અર્પણ કરવો એ અનુચિત નથી આથી તેને તત્ક્ષણ એક વિસ્તૃત પત્ર લખી તેની સાથે સિરાજુદ્દૌલાનો પત્ર બીડી બંને કાગળ નવાબ ઉપર રવાના કર્યા.

રાજા જાનકીરામની એવી ઇચ્છા નહોતી કે પટણાનો રાજ્ય કાર્યભાર તેનાજ હાથમાં રહે. તે નવાબ અલીવર્દીખાંનો વિશ્વાસુ મંત્રી અને મંગલાકાંક્ષી હતો. યુદ્ધ કરવું એ તેનો સ્વભાવ નહોતો. તેથી તેને અત્યંત વિનયપૂર્વક સિરાજુદ્દૌલાને સંદેશો મોકલ્યો કે, હું અવશ્ય આપનો પ્રતિનિધિ છું અને પટણા ઉપર મારૂં સ્વામીત્વ નથી. પરંતુ નવાબ બહાદુરે મને વિશ્વાસુ અને અનુગત સમજી મારા હાથમાં પટણાનો શાસનભાર અર્પણ કર્યો છે. આપનો પગાર મેં નિયત કર્યો નથી પરંતુ જે કંઇ નવાબ બહાદુરે નક્કી કર્યું છે તે હું આપને મોકલું છું. મેં સ્વહસ્તે અદ્યાપિ તેમાં કશું પરિવર્તન કર્યું નથી, એટલુંજ નહિં પરંતુ તેવું પરિવર્તન કરવાની મારામાં ક્ષમતા નથી. મારા હાથમાં પટણાનો શાસનભાર છે છતાં નવાબ બહાદુરનો હું એક ભૃત્ય માત્ર છું. નોકર હોવાથી મારાથી સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકતું નથી. વાસ્તવમાં આપજ પટણના નવાબ છો, રાજ્ય અને સિંહાસન આપનું પૈતૃક ધન છે. અને હું માત્ર આપનો પ્રતિનિધિ છું એ બધી હકીકતની મને ઘણી સારી રીતે ખબર છે. કિન્તુ જ્યારે નવાબ સાહેબે મને પ્રતિનિધિ નિયત કર્યો છે ત્યારે આવી સ્થિતિમાં હું પટણાનો શાસન ભાર તેઓશ્રીની અનુમતિ વગર આપને

કેવી રીત્યે સોંપી શકું ? નોકરે સ્વામીની આજ્ઞા વિના તેમની ઇચ્છા વિરૂદ્ધ કર્તવ્ય કરવું જોઇએ નહિં આપ કૃપા કરી થોડા દિવસ રાહ જુઓ. મેં નવાબ બહાદુરનો અભિપ્રાય જાણવા માટે દૂત રવાના કર્યો છે. તેની અનુમતિ મળતાં ક્ષણમાત્રમાં હું આપને પટણાનો શાસન ભાર અર્પણ કરી દઇશ તેટલા માટે દૂત જવાબ લઇ પાછો ફરે તે દરમ્યાન આપ મને ક્ષમા કરશો.

રાજા જાનકીરામે આ ઉપરાંત બીજા ઘણાં વિનયયુક્ત વચનો પ્રાર્થના રૂપે દૂત દ્વારા સિરાજુદ્દૌલાને કહી મોકલાવ્યાં અને પછી સિરાજુદ્દૌલા કદાચ નવાબના પ્રત્યુત્તરની રાહ જોયા વગર રાજપ્રસાદ ઉપર આક્રમણ કરે તેથી વિગ્રહ નહિં થતા દેવાના નિશ્ચયને લીધે તેણે દુર્ગનાં દ્વાર બંધ કરાવ્યાં. સિરાજુદ્દૌલાને વિશ્વાસ હતો કે રાજા જાનકીરામ તેનો પત્ર વાંચી ત્વરાથી પટણાનો રાજ્યાધિકાર તેને સોંપી દેશે પરંતુ જ્યારે તેણે જોયું કે તેનો વિશ્વાસ ભ્રમાત્મક હતો ત્યારે ક્રોધથી તેનું મુખ રકતવર્ણ બની ગયું. આંખો અગ્નિ પેઠે સળગવા લાગી. સૈનિકોએ માન્યું કે યુદ્ધ અવશ્ય થશે લુત્ફુન્નિસા ભયભીત બની ગઇ અને સર્વત્ર ભયનું સામાન્ય વ્યાપી રહ્યું.

લુત્ફુન્નિસા દારિદ્રાવસ્થામાં ઉછરી હતી પરંતુ તેનામાં બુદ્ધિ, ચિત્તની દ્રઢતા અને હિતાહિત ઉકેલવાની શક્તિ અસાધારણ હતાં. ઉચ્ચવંશમાં જન્મ ધારણ કરવાથી, ઉચ્ચ સહવાસથી અને સદોદિત સદુપદેશ અને સુશિક્ષા મળવાથી તેનું ચારિત્ર ઉત્કૃષ્ટ બન્યું હતું. પોતાનામાં સમાયેલા ગુણોથી તેણે સિરાજુદ્દૌલા જેવા ગર્વિષ્ટ, અને આત્માભિમાની માણસના હૃદય ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું. સિરા-

જુદ્દૌલાની રૌદ્રમૂર્તિ જોઇ તેણે કહ્યું, "સ્વામીન્! મારી પ્રાર્થના સાંભળો અને રોષનો ત્યાગ કરો. આ સમયે આપના વર્તનથી મને લાગે છે કે જરુર પ્રલય થશે. ક્રોધને વશ થવાથી નિરર્થક સેંકડો મનુષ્યોની પ્રાણ હાનિ થશે સ્વામીએ ભૃત્ય સાથે યુદ્ધ કરવું એ શોભાસ્પદ નથી. વિશેષતઃ જ્યારે નવાબ બહાદુર વિદ્યમાન છે ત્યારે તેમની સંમતિ વગર યુદ્ધ કરવું એ ઇષ્ટ નથી. તેટલા માટે શાન્ત થાવ અને જ્યાં સૂધી નવાબ બહાદુરનો કશો પ્રત્યુત્તર કરી વળે નહિં ત્યાં સૂધી ચિત્તને સ્વસ્થ રાખો."

આ પ્રમાણે લુત્ફુન્નિસાએ અનેક પ્રકારે સિરાજુદ્દૌલાના હૃદયનું સાન્તવન કર્યું, તેના ચરણો પર પડી પ્રાર્થના કરી, પરંતુ તે સઘળું વ્યર્થ ગયું. જાનકીરામે તેના આદેશની અવલેહના કરી તેની સ્ત્રી સામે તેની અવગણના કરી એટલુંજ નહિં પણ દુર્ગનાં દ્વાર બંધ કરાવ્યાં એ હૃદય યાતનાથી તેનું ચિત્ત જર્જરિત બની ગયું. તેને પ્રચંડ મર્માઘાત થયો. પ્રાણાધિકા પ્રિયતમા લુત્ફુન્નિસાની પ્રાર્થના પણ નિષ્ફળ ગઇ જાનકીરામના દુર્વ્યહવારનો બદલો લેવાને તેનું હૃદય તલપી રહ્યું. તેણે કહ્યું, "લુત્ફુન્નિસા, કૃપા કરી આ બાબતમાં તારે વિશેષ કંઇ ન બોલવું એવી મારી ઇચ્છા છે. તારી ઇચ્છાનુસાર વર્ત્તન કરવું, એ અત્યારે મારા માટે અક્ષમ્ય છે. જો, જાનકીરામ મારોજ પ્રતિનિધિ છે, કિન્તુ નવાબની અનુમતિ વગર પટાણાનો શાસનભાર મને સોંપી દેવામાં તે અસમ્મત થાય છે. અતએવ હું મારું રાજ્ય મારાજ બાહુબલથી મારા અધિકાર નીચે લાવીશ. જે સેવક છતાં સ્વામીનું અપમાન કરે છે, તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે. તેને કોઇ પણ રીત્યે ક્ષમા મળવી જોઇએ નહિં.

જાનકીરામ કોણ ? બિહારનો નવાબ તો હું છું, દુર્ગમાં દાખલ થતાં મને અટકાવી દ્વાર બંધ કરાવ્યાં એનો અર્થ શું ? લુત્ફુન્નિસા કદાચ તારી વાત માન્ય રાખી જાનકીરામની આ ધૃષ્ટતા ક્ષમ્ય ગણું અને પટણાનું રાજ્ય મેળવવા ઉત્કંઠિત બનેલા મારા આ વીરબાહુનો આવેગ અટકાવું તો આજથી સર્વ લોકો મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાના અને મને હીનવીર્ય અને કાપુરુષ સમજવાના જે લોકો મારા નામ માત્રથી કમ્પે છે તે સર્વ આથી નિશ્ચિંત બની જશે અને મારી રાજશક્તિ, પ્રભુતા ધૂલીમાં માત્ર જવાનાં. તેટલાં માટે એક સેવકનું આવું અધમ કૃત્ય હું કદિ સહન કરી શકીશ નહિં હું યુદ્ધ અવશ્ય કરીશ. કદાચ નવાબ તેથી અસંતુષ્ટ બની જાય તો અત્યારે મારી પાસે તેનો કંઈ ઉપાય નથી."

લુત્ફુન્નિસાએ જોયું કે સિરાજુદ્દૌલા કોઇ રીત્યે સમજશે નહિં તેને જણાયું કે જેમ જેમ જાનકીરામ સંબંધી વિશેષ આલોચના કરવામાં આવે છે, તેમ તેમ તેનો ક્રોધાનલ વિશેષ પ્રદિપ્ત થતો જાય છે. જ્યારે સિરાજુદ્દૌલાથી પોતાનો હૃદય વેગ ન રોકાયો ત્યારે તેણે તરતજ લશ્કર લઇ કિલ્લાના મુખ દ્વાર પર આક્રમણ કર્યું અને અને દ્વાર ખોલવાને તેના ઉપર ગોળાઓ ચલાવવાની આજ્ઞા આપી.

વસ્તુતઃ સિરાજ યુદ્ધ કરવાને તૈયાર હતો. પરંતુ તેની સામે યુદ્ધ કરે કોણ ? રાજા જાનકીરામની લડાઇની ઇચ્છાજ નહોતી. નવાબ અલીવર્દીખાંએ તેને વિશ્વાસુ ગણી પ્રતિનિધિરૂપે શાસન ભાર અર્પણ કર્યો હતો તેથી જે રીત્યે નવાબનો વિશ્વાસ તેના ઉપર અચળ રહે એવું વર્ત્તન ચલાવવા તે આતૂર હતાં. નવાબની ઇચ્છા વગર પટણાનો રાજ્યાધિકાર

સિરાજુદ્દૌલાને આપી દેવો એટલે દરજજે તે સ્વતંત્ર ન હોતો. આ સર્વ સંજોગોને લીધે તેનાથી સિરાજુદ્દૌલાની માગણી માન્ય રાખી શકાઇ ન હોતી. પરંતુ તેટલા માટે તે યુદ્ધ કેવી રીત્યે કરી શકે ? સિરાજુદ્દૌલાએ સ્પષ્ટ જોયું કે યુદ્ધ માટે અવકાશ નથી. તેથી તેણે દ્વાર તોડી નાખવા અજસ્ત્રા ગોલા છોડવાનો આરંભ કર્યો; પરંતુ દારૂ ગોળા ખુટી ગયાં અને દ્વાર અચળ ઉભાં રહ્યાં. જેના ઉત્સાહથી પ્રેરિત થઇ તે પટણા આવ્યો હતો તે પ્રધાન સેનાપતિ મૈહદી નિસારખાં પોતાંની અસાવધનતાથી ગોળો લાગવાથી મૃત્યુ શાયી થયો. આથી સિરાજુદ્દૌલાની સઘળી આશાઓ ભસ્મીભૂત થઈ. તેણે સૈન્યને દુર્ગદ્વાર તોડવાની આજ્ઞા આપી. રોષ અને ક્ષોભથી જર્જરિત બની લુત્ફુન્નિસાને સાથે લઈ એક સામાન્ય પર્ણકુટીમાં નિવાસ કર્યો.



## પરિચ્છેદ ૨૦

### યુવરાજ પદવી દાન.



યથાસમય દૂત મેદિનીપૂર પહોંચ્યો અને નવાબ અલીવર્દીખાંને રાજા જાનકીરામનો પત્ર આપ્યો. પત્ર વાંચતાંજ નવાબનું ચિત્ત અત્યંત ચિંતાતુર બની ગયું. યદ્યપિ સિરાજુદ્દૌલાએ અત્યંત ઉદ્ધત ભાવથી જાનકીરામને પત્ર લખ્યો હતો પરંતુ નવલ પત્ર વાંચવા પછી સ્નેહની પૂતળી સિરાજુદ્દૌલા ઉપર જરા પણ અસંતુષ્ટ ન થયો. તેના હૃદયમાં જરા પણ ક્રોધનો સંચાર થયો નહીં. ઉલટું યુદ્ધ

વિવાહમાં સિરાજનું કોઇ પણ પ્રકારે અમંગલ ન થાય તેટલા માટે તેનું ચિત્ત દારુણ ચિન્તાતુર બની ગયું હવે મરાઠાઓના દમન અર્થે અહિં રહી વખત ગાળવો એ તેને નિષ્પ્રયોજનીય જણાયું પ્રજાની મુશ્કેલીઓ તરફ તેના કાન બ્હેરા બની ગયા અને પ્રજાની શાન્તિ કામના ઉપરથી મન ઉઠી ગયું. સઘળું અસ્ત વ્યસ્ત રહ્યુ તરતજ તેણે બેગમ તથા થોડાં અંગ રક્ષકો લઈ પટણા તરફ પ્રયાણ કર્યું.

પટણા પહોંચતાંજ હાથી ઉપરથી ઉતરતા પહેલાં તેણે સિરાજુદ્દૌલાના સમાચાર પૂછ્યા; જ્યારે તેણે સાંભળ્યું કે કુશળ છે અને યુદ્ધ થયું નથી ત્યારે તેના શરીરમાં પ્રાણ આવ્યા અને ભય દૂર થઇ ગયો. તેણે તરતજ પોતાના સ્નેહાધાર દોહિત્રનાં દર્શન કરવાની ઇચ્છાથી તેને બોલાવવા અનુચર મોકલ્યો.

માતામહનું આગમન સાંભળી સિરાજને પોતાની પ્રતિજ્ઞાનું વિસ્મરણ થઇ ગયું. તે સ્વતઃ નિરસ્ત્ર નવાબની પાસે દોડી ગયો અને તેની પાસે જઇ દંડવત્ પ્રણામ કરી તેનું પાદ ચુંબન કર્યું અલીવર્દીખાં પોતાના જીવન પ્રાણ સિરાજનું અક્ષતઃ શરીર જોઇ અત્યાનંદ પામ્યો. તેણે ગાઢ પ્રેમથી તેને આલિંગન આપ્યું અને વારંવાર તેનું મુખ ચુંબન કરવા લાગ્યો. એની આંખોમાંથી હર્ષાશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. સિરાજુદ્દૌલા પણ પોતાનાં માતામહ અને માતા મહીને આવેલાં જોઇ ગદગદિત થઇ ગયો નેત્રાંશુથી તેનું વક્ષ સ્થલ ભીંજાવા લાગ્યું. એક બાજુ હર્ષાશ્રુ વહેતાં ત્યારે બીજી બાજુ વિષાદાશ્રુત ધારાથી બન્નેના મનોભાવ એક થવા લાગ્યા એક તરફ સ્નેહ અને પ્રેમ બીજી તરફ શ્રદ્ધા ભક્તિનું પ્રાબલ્ય વૃદ્ધિગત થવા લાગ્યું.

નવાબ મહિષી આ નિસ્તબ્ધતાનો ભંગ કરી બોલી, નવાબ બહાદુર આપ સિરાજના મેળાપથી માત્ર આનંદનો ઉપભોગ કરી રહ્યા છો પરંતુ આપ જોશો તો જણાશે કે સિરાજનું હૃદય વિષાદથી ભરેલું છે. તેટલા માટે આપે પ્રથમ તેના ચિત્તનું શાન્તવન કરવું જોઇએ ” બેગમનાં વચનો સાંભળી નવાબની આનંદ નિદ્રા ઉડી ગઇ, તેણે પોતાના અંગરખાથી સિરાજનાં અશ્રુ લુંછી કહ્યું, “ સિરાજ શાન્ત થા ! રો નહિં ! તું બંગાલ, બિહાર અને ઓરીસાનો ભાવી નવાબ છો ! આંખોમાંથી વ્યર્થ અશ્રુ વહેડાવી અમંગલની ભ્રાંતિ આણુ નહિં. સિરાજુદ્દૌલા અત્યંત અભિમાની હતો. સામાન્ય શાન્તવનથી તેનું હૃદય સમજે તેમ નહોતું. તેના હૃદયની અંદર જે અગ્નિ હતો તે સહજમાં શમી જાય જાય તેમ નહોતું. આથી નવાબની શાન્તવનતાનું કંઇ ફળ આવ્યું નહિં અલીવર્દીખાંએ વ્યગ્ર બની પૂછ્યું, ભાઇ, રૂદન શા માટે કરે છે ? કહો, શું થયું ? જ્યાં સુધી તારા મનની વાત મને કરીશ નહિં ત્યાં સુધી હું કેવી રીત્યે સમજી શકીશ ? ”

અંતે અત્યંત કષ્ટ પૂર્વક સિરાજુદ્દૌલાનો રૂંધાયેલો કંઠ ઉઘડયો. તેણે કહ્યું “ થવામાં હવે શું બાકી રહ્યું છે જે અપમાનની કદિ કલ્પના પણ નહોતી, તે અપમાન સહન કરવાનો પણ પ્રસંગ આવ્યો. જ્યાં નોકર સ્વામીનું અપમાન કરે ત્યાં સ્વામીને તેનાથીં વધારે ભયંકર સજા શું જોઇએ ? આપ મને કેટલે દરજ્જે ચાહો છો તે હવે મને સારી રીત્યે વિદિત થયું છે. હવે મારા પર વિશેષ સ્નેહ દર્શાવવાની આપને જરૂર નથી. આપના પ્રલોભનમાં હવે હું વધારે વાર મુગ્ધ નહિં બનું. માત્ર આપની વાણી ઘણીજ મીઠી

છે. અલીવર્દીખાંએ શોચ કરતાં કહ્યું; સિરાજ, આજ તું આવાં વચનો કેમ ઉચ્ચારે છે ? મેં આજ સુધી તને મોઢાની વાતોથીજ આનંદ આપ્યો છે ? કહે, એવું આચરણ મેં શું કર્યું છે ? અભિમાનના દારૂણ વિષથી સિરાજુદ્દૌલાનું આખું શરીર સળગી ઉઠ્યું હતું, વધારે વાર તેની જ્વાલા તેનાથી સહન થઇ શકી નહિં. આત્મસંવરણ નહિ થઇ શકવાથી તે બોલ્યો, મને આજ સૂધી આપે મીઠી મીઠી વાતો કરીનેજ ખુશી રાખ્યો છે. નહિ તો પટણાનું સિંહાસન મને સોપી ત્યાંનો શાસનભાર રાજા જાનકી-રામને શા માટે અર્પણ કરત ? સિંહાસન મને આપવાનો હેતુ શું ? અને શાસનભાર નહિં અર્પણ કરવાનું કારણ શું ? જાન-કીરામ મારો પ્રતિનિધિ હતો. તો જે સિંહાસને અને રાજ્ય મારાં હતાં તે અંતે ધનરાશિ તથા રાજપ્રસાદ મને તેણે મારી આજ્ઞા મળવા પછી શા માટે આપ્યા નહિં ? અને શા માટે મારો દુર્ગપ્રવેશઃ હાનિકારક ગણી તેણે દુર્ગના દ્વાર બંધ કરાવ્યાં ? જો આપ મને હાર્દિક ભાવથી ચાહતા હોત તો એક વખત મને પટણાના સિંહાસન પર બેસાડી બીજી બાજુ તેજ વસ્તુઓ મારી પાસેથી છીનવી લેત નહિં. મને ભોજન સામગ્રી આપી. તેજ પળે નિરાહાર રાખી ખુંચવી લેવું એ શું? આપનાં સ્નેહમાં શુદ્ધ બની મેં આવી ગંભીર ભૂલો સહન કરી. હવે હું આપના કૃત્રિમ પ્રેમથી લોભાઇશ નહિં, તેમજ આપની કોઇ વાત સાંભળીશ પણ નહિં; યદિ પટણાનો શાસનભાર આજ આપ મને આપી દ્યો તો ઠીક છે નહિ તો આજ આપની સમીપ હું વીરની પેઠે મારા પ્રાણ વિસર્જન કરીશ "

સિરાજની વાતો સાંભળી નવાબને જરા હસવું આવ્યું. તેણે કહ્યું " સિરાજ, રાજ્યશાસન કરવાની તારામાં શક્તિ હોત તો પટણા તો શું? પરંતુ સમસ્ત બંગાલ, બિહાર, ઓરિસાનો શાસનભાર મેં તને અર્પણ કર્યો હોત! ભાઇ સિરાજ, તું સમજે છે કે રાજ્ય શાસન એક સામાન્ય બાબત છે. જેણે એક વખત તે ધુરા ઉપાડી છે, તે સમજે છે કે તેમાં કેટલું ગુરુત્વ રહેલું છે! એ પ્રવૃત્તિમાં શાન્તિનો વાસ નથી. સદૈવ ચિત્ત ચિંતાતુર રહે છે. આવેશોની સીમા નથી. લોકો સમજે છે કે રાજા જેટલું સુખ કોઇને હોતું નથી. કિન્તુ સામાન્ય દરિદ્ર પ્રજા જે સુખનો ઉપભોગ કરે છે, તેના સહસ્ત્રાંશનું પણ અત્યંત ઐશ્વર્યશાલી રાજાને કદિ દર્શન થતું નથી. ભાઇ અત્યારે તારી કિશોર અવસ્થા છે. આનંદ ઉપભોગ કરવાનો સમય છે. આવા સમયે ઉચિત ધારીનેજ મેં તારા પર શાસન ધુરાંનો ભાર રાખ્યો નથી. કારણકે તેમ કરવાથી ઘણી વખતે ઘણાના ચિત્ત વિરક્ત બની ગયાં છે. છતાં એ બોજો સામાન્ય સમજી ગ્રહણ કરવાની તારી ઇચ્છા છે તો પછી રાજ્ય આકાંક્ષામાં જીવન વિસર્જન કરવાનું પ્રયોજન શું છે? આજ જ હું તને બંગાલ, બિહાર, ઓરીસાના યુવરાજ પદનો અભિષેક કરીશ."

આ બાજુ નવાબનું આગમન સાંભળી જાનકીરામે દૂર્ગના દ્વાર ખોલી નાંખવાની આજ્ઞા આપી અને સ્વયં નવાબની પાસે આવ્યો. કિલ્લાનું દ્વાર ખુલેલ સાંભળી સિરાજની સેના અત્યંત આનંદપૂર્વક મોટો કોલાહલ કરતી કિલ્લામાં ધસી. સિરાજે તરતજ કિલ્લામાં કોઇપણ જાતનો ઉપદ્રવ નહિં કરવાની ઘોષણ

કરાવી. કિન્તુ રાજા જાનકીરામને તેણે જોયો કે તરતજ તેનું ચિત્ત ક્રોધથી સળગી ઉઠ્યું. તેનો તીરસ્કાર કરતાં તેણે કહ્યું, "રે જમ્બુક! આશ્રયદાતાને જોઇ ગુફામાંથી બહાર નીકળ્યો છે શું?"

સિરાજની આ ઉક્તિથી નવાબે અત્યંત નારાજ થઈ કહ્યું, "છિ; ! છિ; ! ! સિરાજ આવું કેવું અનુચિત્ત બોલે છે ! કોની સામે આ વાકપ્રહાર તું કરે છે ? રાજા જાનકીરામ સાથે કેવો વ્યવહાર ચલાવવો જોઇએ તેનું તને ભાન નથી શું ? વૃદ્ધ જાનકીરામ સાથે તું અકારણ શા માટે ક્રોધિત થાય છે ? કહે તેમનો શું અપરાધ છે ? "

સિરાજઃ—સર્વ દોષ જાનકીરામનો છે. મારો પ્રતિનિધિ છતાં તેણે મારી આજ્ઞાની અવહેલના કરી તેમાં દોષ છે ! પટના કંઇ જાનકીરામનું પૈતૃક રાજ્ય નથી !

સિરાજુદ્દૌલાને ક્રોધથી ઉન્મત્ત બનેલ જોઈ વૃદ્ધ જાનકીરામનું અંતર અત્યંત ભય પામ્યું. તેનું મુખ નિસ્તબ્ધ બની ગયું તથા આંખો સ્થિર થઇ ગઇ મનમાંને મનમાં તે વિપદ્ભંજન મધુસુદનનું સ્મરણ કરવા લાગ્યો.

અલીઃ—સિરાજ જાનકીરામનો તેમાં જરાપણ દોષ નથી. યદ્યપિ જાનકીરામ તારા પ્રતિનિધિ હતા, છતાં પટણાનો શાસન ભાર જ્યારે મેં પોતે તેને અર્પણ કર્યો હતો ત્યારે મારી અનુમતિ વગર તે સ્વતંત્ર વર્તન શી રીત્યે ચલાવી શકે ? તેમ કરવાથી તે રાજાજ્ઞા ઉલ્લંઘન કરવાના મહાન્ દોષમાં આવી પડે. તેણે પોતાનું કર્તવ્ય પાલન કર્યું છે એટલુંજ નહીં પણ સેવકે સ્વામીની આજ્ઞાનું કેવી રીત્યે પરિપાલન કરવું તેનું આથી ઉચિત દ્રષ્ટાંત આપ્યું છે.

સિરાજ તારે હઠાગ્રહનો ત્યાગ કરી ન્યાય ચક્ષુથી જોવું જોઇએ વિચાર કર કે "તું તારા કોઇ સેવકને કંઇ કાર્ય સોંપે અને પછી તે તે તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો તેથી તારું ચિત્ત કેટલું બધું અસંતુષ્ટ થાય !

**સિરાજઃ**—હું એ વાતનો સ્વીકાર કરું છું કે આપની અનુમતિ શિવાય તે પટણાનો શાસન ભાર મને આપી શકે નહીં ! પરંતુ મારા આગમન પછી તેણે દુર્ગનાં દ્વાર શા માટે બંધ કરાવ્યાં ? આથીજ મને એક સામાન્ય પર્ણકુટીમાં નિવાસ કરવો પડયો માટે જાનકીરામ દોષિત નથી. ?

**અલીઃ**–હા જાનકીરામે આ બાબતમાં તારા સાથે અન્યાયોચિત વર્ત્તન કર્યું છે. તારું આગમન સાંભળતાંજ તારો યોગ્ય સત્કાર કરી તને તેણે રાજપ્રસાદમાં સ્થાન આપવું જોઇતું હતું.

નવાબનાં વચનો સાંભળી રાજા જાનકીરામ ભયકમ્પિત સ્વરથી બોલ્યો, " નવાબ બહાદુર, યદિ આપ સૂક્ષ્મ રુપથી વિચાર કરશો તો આપને માલુમ પડશે કે આમાં પણ હું સમ્પૂર્ણ રીત્યે નિર્દોષછું. રાજકુમારે જે પત્ર મારા ઉપર લખ્યો હતો તે વાંચ્યા પછી હું કયાં સાહસ્તથી તેમને રાજ પ્રસાદમાં સ્થાન આપું ? યદિ હું તે વખતે રાજકુમારને કિલ્લાની અંદર આવવા દેત તો એ જોર જુલમથી પટણાનો શાસન ભાર મારી પાસેથી છીનવી જ લેત? અને પછી નવાબ બહાદુરની આજ્ઞાનું ઉલ્લંઘના કરવાના અપરાધમાં હું શું ન આવી પડત ? સેવકોને ગલે સ્વામી આજ્ઞા ઉલ્લંઘન કરવાનો ભય રહે છે? આથી મેં રાજસન્માન વિષયક જરા પણ અપવ્યવહાર કર્યો નથી. માત્ર ભયને લીધે

કુમારને કિલ્લાની અંદર આવવા દીધા નથી. ઉલ્ટું તેમને કોઇ પણ જાતનું કષ્ટ ન થાય તેવું સમયોચિત વર્તન ચલાવવાના દરેક જાતના પ્રયત્ન કર્યા હતા અને તેમના તેમજ સૈન્ય માટે દરેક જાતના ખાદ્ય પદાર્થોની અનુકૂલતા કરી આપી હતી. તેનો અસ્વીકાર કરવામાં આવ્યો તેમાં આપ જોઈ શકશો કે મારો કિંચિત્ દોષ નથી.

નવાબઃ—સિરાજ, જે કંઇ બનવાનું હતું તે બની ગયું. ગઇ ગુજરીનો શોક કરવો જોઇએ નહીં વૃદ્ધ જાનકીરામ પ્રભુ પરાયણ છે. તે વિશ્વાસુ અને આપણા મંગલકાંક્ષી છે. આવા અનુગત સજ્જન પર ક્રોધ કરવો એ આપણા માટે ઉચિત નથી. વિશેષતઃ આજ હું તને બંગાલ, બિહાર અને ઓરીસાના યુવરાજપદ પર અભિષિકત કરું છું. પછી વૃથા જાનકીરામ સાથે તારે શા માટે ક્રોધ કરવો જોઇએ? ચાલો, હવે આપણે મંગલક્રિયાનો સમારંભ કરીએ.

નવાબ અલીવર્દીખાંએ તરતજ પટણાના કિલ્લામાં એક દરબાર યોજવાનો આદેશ કર્યો અને તે પ્રદેશના રાજા, મહારાજા, અમીર, ઉમરાવ, જમીનદાર આદિ પ્રતિષ્ઠિત લોકોને બોલાવવાનાં આમંત્રણો કાઢયાં પ્રભુ પરાયણ જાનકીરામે તત્ક્ષણ આજ્ઞાનું પાલન કર્યું. અને અત્યંત સમારોહ પૂર્વક દરબાર ભરવામાં આવ્યો. રાજા આદિ સહસ્ત્ર લોકોએ આ પ્રસંગે હાજરી આપી. રાજ્યાસન દરબારમાં પ્રથમથીજ યોજવામાં આવ્યું હતું નવાબ અલીવર્દીખાંએ તેના પર સ્થાન લીધું. તેની બાજુમાંજ સિરાજુદૌલાનું આસન હતું. નવાબ અલીવર્દીખાંએ ધીરેથી કહ્યું, 'મહારાજા, રાજા,

જમીનદાર, પ્રજા વર્ગ અને વણિક મંડળી ! આપ સર્વ લોક પરિશ્રમ લઇ અહીં પધાર્યા છો. હું હવે વૃદ્ધ થયોછું. મારું જીવન લાંબો વખત ટકે એવા સંજોગો નથી. પરમેશ્વર જાણે આ નશ્વર શરીરને મારે કયારે છોડીને સત્વર જવું પડશે ? જ્યારે, મૃત્યુ સમય નિશ્ચિત નથી અને તે કયારે આવશે એ અજ્ઞાત છે, ત્યારે આ બંગાલ, બિહાર, ઓરીસાના સિંહાસન પર ભવિષ્યમાં કોણ બેસશે તેનો નિશ્ચય અત્યારે કરવો ઘટે છે. આથી આજે હું આપની સમક્ષ તમારા લોકો ના ભાવી નવાબ તરીકે સિરાજુદ્દૌલાને નિયુક્ત કરી તેનો યુવરાજ પદ પર અભિષેક કરૂં છું. આજથી સઘળાએ સિરાજુદ્દૌલાને યુવરાજ સમજી તેના તરફ તેને છાજતું સન્માન દાખવવું અને તેના આદેશનું પાલન કરવું. આટલું કહી નવાબે સિરાજુદ્દૌલાને પોતાના પાસે બેસાડયો સિરાજુદ્દૌલાનો બંગાલ, બિહાર, ઓરી-સાના યુવરાજ પદ પર અભિષેક થયો.

## પરિચ્છેદ ૨૧.

### સ્વાર્થ કે પરમાર્થ ?




રાજુદ્દૌલા આ સમયે બંગાલ, બિહાર, ઓરીસાનો યુવરાજ છે. હવે સર્વ તેને યુવરાજના ઉપનામથી સંબોધે છે. નવાબ અલીવર્દીખાં પણ હવે તેને સમય સમય પર શાસનભાર

અર્પણ કરી પ્રજા પાલનના વિધિ-નિયમની શિક્ષા આપે છે. સિરાજુદ્દૌલા હવે હમેંશા પોતાના માતામહની બાજુમાં વિરાજી રાજ્ય કાર્યભારનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે.

અભિષિકત થયા પછી તરતજ સિરાજુદ્દૌલા અંગ્રેજોના છિદ્રો બહાર આણવા લાગ્યો. અંગ્રેજો કર આપ્યા વગર વાણિજ્ય ખેડે છે. તેટલા માટે તેનો બંગાલમાંથી બહિષ્કાર થવો જોઇએ, એ વાત વારંવાર તે નવાબ પાસે છેડવા લાગ્યો. કિન્તુ પ્રવીણ નવાબ સિરાજુદ્દૌલાના આ સાહસિક વિચારો તરફ લક્ષ આપતો નહિં.

સિરાજુદ્દૌલા કોઇ રીત્યે અંગ્રેજોની પ્રગતિ જોઇ શકતો નહિં. નવાબ તેને વારંવાર સમજાવતો અને તે દિશામાં મૌન્ય ધારણ કરવાનો ઉપદેશ આપતો. પરંતુ હઠાગ્રહી સિરાજ સમજે તેમ નહોતો. તેને ઇસ્ટ ઇન્ડિયા કંપની તરફ પહેલેથીજ ધૃણા હતી. તે કર આપ્યા વગર વાણિજ્ય કરતી હતી એટલે સિરાજુદ્દૌલા તેનો પ્રચંડ શત્રુ બન્યો. માતા મહે અનેક પ્રકારનો ઉપદેશ કર્યો તો પણ અંગ્રેજોનો બંગાલમાંથી બહિષ્કાર કરવાના સંકલ્પનો તેને ત્યાગ કર્યો નહિં. તેણે પ્રતિજ્ઞા કરી હતી કે કાંતો અંગ્રેજો કર આપે અથવા બંગાલનો સર્વથા ત્યાગ કરે પરંતુ હમેશાં સત્યનો જય થાય છે. એ સિદ્ધાંત તેના લક્ષમાં રહ્યો નહિ. સિરાજની એ માન્યતા હતી કે અંગ્રેજ વ્યાપારીઓને લીધે તેના સ્વાર્થને હાનિ પહોંચતી હતી. આથી તે અંગ્રેજોને વિદ્વેષની દ્રષ્ટિથી જોતો હતો અને સ્વભાવિક રીત્યે તેનાથી તેના અનિષ્ટની ચેષ્ટા થઇ જતી હતી. આટલું છતાં નવાબનો પ્રભાવ તેના ઉપર

પડતો હતો. યુવરાજ હોવા છતાં નવાબની ઇચ્છા વિરૂદ્ધ આચરણ તેનાથી થઇ શકતુ નહોતું.

સિરાજુદૌલા અંગ્રેજોનો વિદ્વેષ કરવાના કારણો દર્શાવતો હતો, તેમાં પ્રધાન કારણ એ હતું કે, ઇસ્ટ ઇન્ડિઆ કંપની કર આપ્યા વગર શા માટે વાણિજ્ય કરે છે ? યદ્યપિ એ કંપનીએ શાહેજાંશાહ શાહમહ પાસેથી કર નહિં આપવાનું અનુમતિ પત્ર મેળવ્યું છે. પરંતુ તે પોતાના ઉદ્ધત સ્વભાવને લીધે દિલ્હીશ્વરને પણ લેખવતી નથી. વિશેષતઃ સિરાજુદ્દોલાએ મંસુરગંજ નામક એક ગામની સ્થાપના કરી હતી, જેની સઘળી આવક હીરાઝીલ બનવા પછી તેને મળતી હતી. આ ગામમાં મન માન્યો કર લઇ ધનપ્રાપ્તિની સિરાજુદ્દોલાએ યોજના કરી હતી, તેને કંપનીના વ્યવસાયથી ભારે હાનિ પહોંચતી હતી એ પણ સિરાજના રોષનું એક મુખ્યકારણ હતું. વસ્તુ સ્થિતિ આવી હતી પછી સિરાજ અંગ્રેજોનો વિદ્વેષ કેમ ન કરે ? જ્યારે તેણે જોયું કે પોતાની આવક ઘટતી જાય છે, ત્યારે તેના તરફના ક્રોધાનલમાં વિશેષ ઘૃત હોમાયું અને કોઇ પણ રીતે તેઓ બંગાલામાંથી હંમેશને માટે જાય, એવા પ્રકારો યોજવા માંડયા.

વિજ્ઞ બાહુદર્શી પ્રવીણ નવાબ દૌહિત્રને સમજાવવા ખાતર યુક્તિપૂર્વક કહેતો કે, જે બીજા મનુષ્યો સાથે કલહ કરે છે, તેનું કદિ ભલું થતું નથી સર્વ સાથે સદ્‌ભાવ રાખવો, એ ઉન્નતિનું પ્રથમ પગથીયું છે. પરંતુ સિરાજની ક્ષુલ્લક વૃત્તિ વિચીક્ષણ નવાબનાં વચનોનો મર્મ નહોતી સમજી શકતી. અને નવાબના વિચારોની દિશાઓ જૂદી હતી, તેથી બન્ને વસ્તુઓ જૂદાં જૂદા રૂપમાં જોતા હતા. સિરાજ દ્વેષી અને ઉદ્ધત હતો. નવાબનું હૃદય

ગંભીર, વિચારશીલ અને મર્યાદા મૂર્ણ હતું. જ્યાં દીર્ઘદ્રષ્ટિથી વિચાર પૂર્વક કાર્ય કરવાનો પ્રસંગ હોય ત્યાં એક ઘાએ બેટુકડા સાહસિક બની કરવા, એવી સિરાજુદ્દૌલાની પ્રકૃતિ હતી. વસ્તુ સ્થિતિ આવી હતી પછી માતામહ અને દૌહિત્રમાં રાજ્યશાસન પરત્વે મતભેદ પડે, તેમાં આશ્ચર્ય શું હોઈ શકે ? સિરાજ પ્રસંગ મળતાંજ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની વિરુધ અનેક પ્રકારની ચર્ચાઓ ઉપસ્થિત કરી. તેનો બહિષ્કાર કરવાની વાત વારંવાર નવાબ પાસે લઇજઇ તેમને તદ્દવત્ વર્તવા દબાણ કરતો હતો પરંતુ વૃદ્ધ નવાબ વારંવાર તેની તે ઇચ્છાની અવહેલના કરતો હતો. સિરાજ અંગ્રેજ વ્યાપારીઓને નિતાન્ત સામાન્ય ગણતો હતો. તેના આ આશયનો પ્રત્યુત્તર આપતાં નવાબ કહેતો કે, જો તું એમ માનેછે તો તારે સમજવું જોઇએ કે એક બલવાન માણસ જો કોઇ ક્ષુદ્ર જીવને વિના કારણે સતાવે છે તો તે તેના નાના આઘાતથી પણ વિચલિત થાય છે.

# પરિચ્છેદ ૨૨



## ષડ યંત્ર.



જસભાગૃહ આજે અમાત્ય, અમીર, ઉમરાવ પ્રજાજનથી ભરેલું છે. જૂદા જૂદા દેશોના સંખ્યા બંધ વણિકો આજે દરબારમાં ઉપસ્થિત છે. ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ તેઓનાં માલથી ભરેલાં વહાણો લૂંટી લીધા છે. તેઓને લાખો રુપિયાનું

નુકશાન થયું છે. આથી સહુ ન્યાય મેળવવા ખાતર. આજે સભા ગૃહમાં આવ્યા છે. આ ષડયંત્રની યોજના કરવામાં મુખ્ય હાથ સિરાજુદ્દૌલાનો છે. તેનો ઉદ્દેશ એ હતો કે, પ્રજાજનોને હાનિ પહોંચાડનારી કોઈ ગંભીર ઘટનાનું નિરુપણકરી તેના કારણભૂત તેઓને બનાવવા આથી આજે હુગલીના સય્યદ મુગલ, આર્મીનિયન ઈત્યાદિ વ્યાપારીઓએ નવાબ પાસે ફરિયાદ જાહેર કરી છે. કે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ કીમ્મતી માલથી ભરેલાં તેના પાંચ વહાણો લૂંટી લીધાં છે.

આ સમાચાર સાંભળતાંજ સિરાજુદ્દૌલાનું હૃદય અત્યંત પ્રસન્ન થયું તેણે મનમાં વિચાર કર્યો કે આ વખતે નવાબને કંપની વિરુદ્ધ ઉશ્કેરવાનો તેને સુયોગ્ય અવસર આવી મળ્યો છે. વ્યાપારીની ફરિયાદ સાંભળતાંજ તેણે વૃદ્ધ નવાબ પ્રતિ કહ્યું, "વડિલશ્રી અંગ્રેજ કંપનીના અત્યાચારની વાત આપે સાંભળી ! દેશમાં રાજા વિદ્યમાન છે, રાજ્યશાસન પ્રણાલિ સુવ્યવસ્થિત ચાલે છે, તથાપિ એ સર્વ બાબતની તેઓ પ્રત્યક્ષ અવગણના કરે છે આથી એ સ્પષ્ટ થાય છે કે તેઓને કશો ભયનથી. તેઓ નિશ્ચય પૂર્વક એમ માનતા હોય તેમ જણાય છે—કે દેશમાં અંધેર, રાજા કે રાજ વ્યવસ્થા છે. નહિંતો તેઓ બીજાનાં વહાણો લૂટવાનું સાહસ કદાપિ કરી શકે નહીં. વડિલ શ્રી ? આજ સુધી આપે તેઓના વર્ત્તન તરફ અત્યંત દુર્લક્ષ કર્યું છે. નહીં તો રાજા સામે છલ ચાતુરી વાપરી તેઓ તેનાજ દેશમાં કેવી રીત્યે વાણિજ્ય કરી શકે ? આ કેવી ભયંકર અરાજકતા કહેવાય ? એ

લોકો પોતાને સામાન્ય વણિક કહેવડાવે છે પરંતુ તેઓની કૃતિ જોતાં જણાય છે કે તેઓજ દેશના ખરા રાજા છે. અને સુયોગ પ્રાપ્ત થતાંજ તેઓ રાજ સિંહાસન પર આક્રમણ કરી ભવિષ્યના રાજ્યાધિપતિ થઇ નહીં બેસે તેની ખાત્રિ શું ?"

અલીવર્દી:—અંગ્રેજ વણિકોએ જે કંઈ કર્યું છે, તે જો સત્ય હોય તો મારે કહેવું પડશે કે તેઓ રાજા, ન્યાય અને શાસન દંડની અવગણના કરે છે. પરંતુ વાસ્તવમાં તેઓ દોષિત છે કે નહીં ? તેઓએ આ કામ કર્યું છે કે નહીં ? તેની ખાત્રિ થવાની જરુર છે. તે પહેલાં ક્રોધને વશ થઈ કોઇ પણ જાતનું સાહસ કરવું હું ઉચિત ધારતો નથી

નવાબનાં ઉપરનાં વચનો સાંભળી સિરાજુદ્દૌલાનું ચિત્ત અત્યંત અપ્રસન્ન થયું. તેણે પ્રત્યુત્તર વાળ્યો "વડિલશ્રી ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ અવશ્ય વહાણો લૂટયાં છે, એ વાત હું નિશ્ચય પૂર્વક જણાવું છું. આપે મારી વિનંતીનો સ્વીકાર કરી તેઓને બંગાલનો ત્યાગ કરી જવાનું આજ્ઞા પત્ર મોકલી આપવું. જોઈએ નહીતો ભવિષ્યમાં તેઓને અંકુશમાં રાખવાનું કાર્ય અત્યંત દુઃસાધ્ય થઇ પડશે."

આ તકનો લાભ લઇ એન્ટની નામનો એક વ્યાપારી બોલી ઉઠયો, "નવાબ બહાદુર અંગ્રેજ લોકોએ મોગલ સય્યદ આરમીનિયન લોકોનાં વહાણો લૂટી લીધાં છે એ સર્વ વાર્તાનો હું સાક્ષી છું."

સિરાજુદ્દૌલાએ પ્રસન થઇ કહ્યું, "સાંભળો વડિલશ્રી, વણિક શ્રેષ્ટ એન્ટની શું કહે છે?

અલીવર્દી:—એન્ટની, તમે સત્ય કહો છો કે અંગ્રેજોએ પ્રસ્તુત જનોનાં વહાણો લુંટી લીધાં છે?

એન્ટનીએ હાથ જોડી જવાબ વાળ્યો, "ધર્માવતાર આપ ન્યાય મૂર્તિ છો. કર્તા હર્તા નિયામક છો. આપની સમક્ષ કોઇના ઉપર મિથ્યા દોષ લગાવવો એવું દુઃસાહસ મારાથી થઇ શકે નહીં.

નવાબ બહાદુર એ લોકોના સાહસનું હું આપના પાસે શું વર્ણન કરું? મારા પોતાના વહાણમાં લાખો રુપિયાનો માલ ભરેલો હતો, જેમાં નવાબ બહાદુરને ભેટ કરવાની કેટલીક મહા મૂલ્યવાન વાસ્તુઓ હતી. તેમણે વહાણને પણ લૂંટવાનું સાહસ કર્યું છે. આથી હું પણ સય્યદ મુગલ આર્માનિયનની પેઠે ન્યાયની યાચના કરવા આપ નામદારની હુજૂરમાં આવ્યો છું. આપ દેશના રાજા ન્યાય મૂર્તિ અસહાયને સહાય કરવા વાળા છો. આશા છે કે તમે મારી ફરિયાદ તરફ આપની કૃપા દ્રષ્ટિ નાંખશો."

સિરાજુદ્દૌલાનું હૃદય અંદરને અંદર એન્ટની ઉપર અત્યંત પ્રસન્ન થયું. તેણે જોયું કે, વંણિક એન્ટનીએ પોતાકનું કાર્ય બરાબર બજાવ્યું હતું અને સૂચિત યોજના કરતાં અધિક કરી બતાવ્યું હતું. તેણે પ્રચંડ ક્રોધ દાખવતાં દાંત કચકચાવી કહ્યું, શું અંગ્રેજ વણિકોએ એટલું બધું સાહસ કર્યું છે કે જે દ્રવ્ય રાજાના પુરષ્કાર અર્થે આવતું હતું, તે પણ લૂંટી લીધું? શું તેઓને એ માલુમ નથી કે સિરાજુદ્દૌલા હજુ જીવંત છે? હું હમણાંને

હમણાં તેમની તપાસ કરીશ. તેઓ નિશ્ચિંત એમ સમજે છે કે નવાબ અલીવર્દીખાં અત્યંત નિસ્તેજ, ભીરૂ અને કાપુરૂષ છે. નહિં તો તેના જેવાં ક્ષુદ્ર પ્રાણીઓ રાજાના સન્માન અર્થે આવતી વસ્તુઓ શી રીત્યે લૂંટી શકે ? હું આ પ્રસંગે તેઓને અવશ્ય ઉચિત દંડ આપીશ પરંતુ કોઇ પણ રીત્યે ક્ષમા આપીશ નહિં. અનેક વખત તેઓને જતા કરવાથી આજે તેઓ આટલા બધા સાહસિક થયા છે. આટલું કહેતાંજ તે શીઘ્રતાથી ઉભો થયો અને સેનાપતિ યાર લતીફ, મીર મદન, મોહનલાલ ઈત્યાદિને આજ્ઞા આપતાં કહ્યું. " તમે ત્વરાથી સૈન્યની તૈયારી કરો, આજે હું અંગ્રેજ વ્યાપારીઓને ઉચિત દંડ આપીશ. "

સિરાજુદ્દૌલાને ક્રોધોન્મત્ત રણોદ્યત જોઇ નવાબે શાન્તવનાજનિત વાક્યોથી કહ્યું, સિરાજ ક્રોધને વશીભૂત બની સહસા યુદ્ધ અથવા એવા બીજા કોઇ કાર્યનો આરંભ કરી દેવો, એ રાજ્યોચિત ધર્મ નથી. યદ્યપિ અંગ્રેજ લોકોએ વ્યાપારીઓનાં વહાણ લૂટયાં છે, કિન્તુ એકવાર તેઓને પૂછવું આવશ્યક છે. જો તેઓએ લૂંટ કીધી છે એ વાર્તા સિદ્ધ થાય તો તેઓ તેને માટે ઉચિત દંડ આપવામાં સમ્મત થાય છે કે નહિ, તે જોવાની જરૂર છે. યુદ્ધને આ બધી બાબતોના નિર્ણય પછી અવકાશ છે. તેટલા માટે સિરાજ, આ વખતે મારું માની શાન્ત થા. જે કામમાં કોઇ માણસ સાધારણ પણ દોષારોપણ ન કરી શકે, તેવું આચરણ કરવું. એ રાજા માટે ઉચિત અને અનુકરણીય કર્મ છે. "

નવાબના આવા જાહેર સંભાષણથી સિરાજુદ્દૌલાના કાર્યમાં વિક્ષેપ આવી પડયો; પરંતુ પોતાનો બચાવ કરવા મથતા ભુજંગની

માફક તેનાથી બોલ્યા વગર ર્હેવાયું નહિં. તે ગર્જના કરી બોલ્યો “જે રાજાની ઉપેક્ષા કરે છે તેને શા માટે કંઇ વાત આપણે પૂછવી જોઇએ ? ! આપની આવી દયાળુ પ્રકૃતિથી ઇસ્ટ ઇન્ડિઆ કંપની ક્રમશઃ પોતાના બલમાં વૃદ્ધિ કરતી જાય છે.’

**અલી:**—સિરાજ તું સત્ય કહે છે? પરંતુ મારી સ્થિતિ અત્યારે એક ન્યાયાધીશની હોવાથી ઉતાવળુ પગલું મારાથી ભરી શકાશે નહિ.

અલીવર્દીખાઁ નિતાન્ત ઠરેલ પ્રકૃતિનો મનુષ્ય હતો. તે પ્રજાનો હિતૈષી અને ધર્મપરાયણ નરપતિ હતો. હિન્દુ, મુસલમાન, ગમે તે જાતિ હો ! સર્વને તે સ્નેહની દ્રષ્ટિથી જોતો હતો. કોઇના ધર્મ પર તેને અશ્રદ્ધા નહોતી તેને કોઇ ધર્મ તરફ ઘૃણા નહોતી. કોઇપણ જાતનું ઉપયોગી કામ તે પ્રધાન મંત્રીઓ સાથે વિચાર કર્યા વગર કરતો નહિં ! વિશેષતઃ તે જંગત્ શેઠ અને ફત્તેહચંદની અવસ્ય સલાહ અનુસાર વિચારી વર્તન કરતો હતો. દરેક બાબતમાં ફત્તેહચંદની અવશ્ય સલાહ લેતો. તેના આવા ચારિત્રને લીધે રાજા, મહારાજા, અમીર, ઉમરાવ, જમીનદાર, પ્રજા વર્ગ, સર્વ લોકોની તેના ઉપર પ્રીતિ હતી. તેના હિતાકાંક્ષી હતા અને તેના માટે સર્વ પ્રાણ અર્પણ કરવાને તૈયાર થઇ જતા હતા.

ઈ. સ. ૧૭૪૪માં ફત્તેહચંદે પરલોકવાસ કર્યો તે વખતે ફત્તેહચંદ જેવો નવાબનો બીજો કોઇ હિતૈષી હતો કે નહીં તે વાતમાં અદ્યાપિ સંશય છે. તેના મૃત્યુથી નવાબને દારુણું મર્માઘાત થયો. તેનાં મૃત્યું પછી નવાબે તેના પૌત્ર મહતાબચંદને તેનું

સ્થાન આપ્યું અને તેના ઉપર પણ તેના પિતામહ જેટલો વિશ્વાસ મૂકયો. આ વખતે પ્રસંગ આવેલો જોઇ નવાબે મહતાબચંદને પૂછયું. " શેઠજી, આ પ્રસંગે આપણે કયા માર્ગનું અવલંબન કરવું જોઇએ ? ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને થયેલી દ્રવ્યહાનિનો બદલો વાળવાનું આપણે લખવું જોઇએ કે તેઓને બંદોવાન કરવાને સૈન્ય મોકલવું જોઇએ ? " નગર શેઠ મહતાબચંદે જરાવાર વિચારી કહ્યું, નવાબ બહાદુર, પ્રથમ આપણે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને બદલા વાસ્તે લખવું જોઇએ; જો તેઓ સ્વતઃ દ્રવ્યક્ષતિ પૂર્ણ કરવામાં સમ્મત થાય તો પછી યુદ્ધ કરવાનું કોઇ પણ કારણ રહેશે નહી. જ્યાં સૂધી મેં સાંભળ્યું છે ત્યાં સૂધી આ સઘળી ઘટના અસત્ય છે. એન્ટનીની વાતમાં મને વિશ્વાસ આવતો નથી. કારણકે આપણા સમક્ષ જાહેર કરવામાં આવ્યું છે, તેટલે દરજ્જે ઈસ્ટ ઈન્ડિઆ કંપની ઉદ્ધત છે, એ હું માની શકતો નથી."

અલી:—મારી પણ એ ઇચ્છા છે કે આ વાતની બરાબર તપાસ કરવી. સહસા વિવાદ ઉપસ્થિત કરવો, એ હું અનુચિત કર્મ ગણું છું. કોઇની સાથે કલેશ સહેલાઇથી કરી શકાય છે, પરંતુ મિત્રતા સાધવામાં લાંબો સમય જાય છે, એ સિદ્ધાંત મારા લક્ષ બહાર નથી. સિરાજની બાલક બુદ્ધિ છે, તે દીર્ઘદ્રષ્ટિ વાપરી વિચાર કરતો નથી. યુદ્ધ કરવાથી નાહક મનુષ્ય અને દ્રવ્યની હાનિ થાય છે. જે રાજા વિના કારણ યુદ્ધ વિગ્રહને ઉત્પન્ન કરે છે તે કદિ શાંતિ લાભ મેળવી શકતો નથી.

સિરાજુદ્દૌલાના મનમાં નિશ્ચય હતો કે આ તરકટના

પ્રમાણે અવશ્યએ વ્યાપારીઓનું બંગાલમાંથી નિકંદન કરવાનો ઉપાય આવી મળશે; પરંતુ જ્યારે નવાબે તેના મતનું સમર્થન કર્યું નહિં ત્યારે તે નિરાશ અને ભગ્નોત્સાહ બની રોષ વશ થઈ ત્વરાથી દરબારમાંથી ઉઠી ચાલ્યો ગયો.

અન્તમાં ઈસ્ટ ઈંડિયા કંપનીને પત્ર લખવાનું સ્થિર થયું. નવાબે અંગ્રેજોના કલકત્તાના અધિકારી વારવેલ સાહેબને પત્ર લખ્યો પત્ર નીચે પ્રમાણે હતો.

“ તમે સૈય્યદ, મુગલ, આર્મીનિયન ઇત્યાદિ લોકો ઉપર વિના કારણ અત્યાચાર કરી, તેઓનાં લાખો રૂપિયાના માલથી ભરેલાં વહાણો લૂટયાં છે અને એન્ટની નામનો એક વ્યાપારી હમોને નજરાણું કરવાને અત્યંત મહામૂલ્યવાન વસ્તુઓ લાવી રહ્યો હતો તેને પણ લૂંટી લેવા તમે ચૂકયા નથી. આથી આ સર્વ લોકોએ દરબારમાં તમારા સામે ફરિયાદ કરી છે. તેઓની વાતચીત ઉપરથી હમોને વિશ્વાસ આવે છે કે તમે અવશ્ય આ અનુચિત કર્મ કર્યું છે. આથી આ પત્ર વાંચી તરતજ તમો આ લોકોને થયેલ નુકશાનનો બદલો વાળવા તૈયાર નહિં થશો તો પછી તમને તકસીરવાર ગણી ન્યાયોચિત શિક્ષા કરવામાં આવશે.

**નવાબ અલીવર્દીખાઁ**

ઉપરોક્ત પત્ર શીઘ્ર વારવેલ સાહેબ ઉપર મોકલવામાં આવ્યો.



# પરિચ્છેદ ૨૩

## ગતિમાન યંત્ર.



ઇસ ૧૭૪૯ની નવમી જાન્યુઆરીએ નવાબનો આદેશ પત્ર વારવેલ સાહેબને મળ્યો. પત્ર વાંચી તુરતજ ત્યાંહાજર રહેલા સઘળા અંગ્રેજોને પત્રનો આશય સમજાવવામાં આવ્યો, અને હવે શું કરવું, એ વિચારવાને એક સભા મળી. વાટ્સ્, હાલવેલ, જાનવુડ્, મેનિંગહામ્, સ્કાટ્, ડાકટર્ ફ્રોર્થ, ગવર્નર. આદિ અંગ્રેજો ગુપ્ત મંત્રણ કરવા બેઠા. વારવેલ સાહેબે પ્રથમ વકતા બની સભાનુ કામ શરૂ કર્યું. તેણે કહ્યું, નવાબના દરબારમાંથી જે પત્ર આવ્યો છે, તેની હકીકત આપ સર્વને વિદિત છે હવે કયો માર્ગ ગ્રહણ કરવો, એ વિચારવાને આપણે સઘળા અત્ર એકત્ર થવા છિએ હું ખાત્રિ પૂર્વક માનું છું કે, આ જૂઠું કલંક આપણા ઉપર સિરાજુદૌલાએ ચઢાવ્યું છે. માટે ઇષ્ટ માર્ગ શોધી કાઢવાને સહુએ પોતપોતના વિચાર દર્શાવવો એવી મારી ઇચ્છા છે.

હોલવેલ સાહેબે પ્રત્યુત્તર રૂપે કહ્યું, મારી સમજ પ્રમાણે દ્રવ્ય અથવા વહાણોનું મૂલ્ય બેમાનું આપણે કશું આપવું નહિં. જ્યારે આપણે અપરાધ કર્યો નથી તો પછી દંડ શી રીત્યે આપવો ? વિશેષમાં આપણે નવાબ અલીવર્દીખાંના અનુગત નથી. યદ્યપિ

બંગાલમાં આપણે વાણિજ્ય વૃત્તિકરીએ છિએ, પરંતુ તે અધિકાર આપણને રાજરાજેશ્વર દિલ્હીપતિ તરફથી મળ્યો છે. નવાબ અલીવર્દીખાં આપણા પાસેથી કારણ માગે અથવા આપણાને દંડ કરે એવી તેને વાસ્તવિક સત્ત છેજ નહિં. દિલ્હીશ્વર શિવાય આપણે કોઈના ફરમાનને માન આપવા બંધાયેલા નથી.

હોલવેલનાં વચનો સાંભળી સઘળા આનંદ મગ્ન થયા અને તેના વિચારોને અનુમોદન આપવા લાગ્યા સભાસદોના વિચારનું પરિણામ આ આવ્યું છતાં મી૰ વારવેલે પોતાનો મત આપ્યો નહિં. તેને આ નિર્ણય યુક્ત જણાયો નહિં, તેથી તેણે સઘળાથી જૂદા પડી કહ્યું, " મને આપ સર્વે એ વિચાર કરી જાહેર કરેલો નિર્ણય સમયોચિત જણાતો નથી, માટે સર્વેએ પુનઃ એકવાર તેના ઉપર વિચાર કરવો ઘટે છે દિલ્હીશ્વર બાદશાહે આપણને બંગાલમાં વાણિજ્ય વૃત્તિ કરવાની આજ્ઞા આપી છે. અ વાત હું માન્ય કરૂં છું પરંતુ તેથી ગર્વોન્મત્ત થઇ આપણે નવાબને બાધ્યય વામાં ગંભીર ભૂલ કરશું તેના સાથે આપણને હંમેશા કામ છે. આથી નવાબની આજ્ઞા શિરો ધાર્ય ગણી આપણે કોઇ એવો માર્ગ શોધી કાઢવો જોઇએ કે જેથી સય્યદ મુગલ આર્મીનિયન સ્વતઃ આપણા ઉપર મુકવામાં આરોપ ખેંચી લે કારણ કે તમે જાણો છો તેમ નવાબના દરબારમાં આપણો પક્ષ લે, એવી કોઇ વ્યક્તિ નથી. આથી શ્રેષ્ટ માર્ગ એ છે કે દેશી વ્યાપારીઓ ફરિયાદ પાછી ખેંચી લે, એવી યોજના થવી જોઇએ.

ડ્રેક—વારૂ, તેના માટે શી યોજના કરવી જોઇએ ? તમે પોતે કંઇ સલાહ આપી શકશો ? વારવેલ મારી સમજ પ્રમાણે

આપણે નવાબને સ્પષ્ટ કહી આપવું જોઇએ કે અમોએ આ અપરાધ કર્યો નથી. અને બીજી બાજુ આપણા ઉપર ફરિયાદ કરનાર વણિક લોકો પાસેથી ગમે તેવા કઠિન ઉપાયે પણ એક મુક્તિ પત્ર લખાવી લેવો. જ્યારે આપણે તેઓને કશું નુકશાન કર્યું નથી તો આપણા ઉપર ખોટું દોષારોપણ શી રીત્યે કરે છે? કોઇ પણ રીત્યે આપણે તેને આપણા પક્ષમાં લેવા જોઇએ ?

પરિણામે મી. વારવેલની સલાહ માન્ય કરવામાં આવી અને નવાબને પ્રત્યુત્તર રૂપે એક પત્ર પાઠવવામાં આવ્યો. આ કાર્ય કરી ઇસ્ટ ઇન્ડિઆ કંપની શાન્ત બેસી રહી નહીં પરંતુ તેઓએ વિરોધી વ્યાપારીઓ પાસેથી મુક્ત પત્ર લખાવી લેવાના પ્રયત્નો કરવા માંડયાં સઘળા વ્યાપારીઓ સિરાજના અનુયાયી હોવાથી તેઓને સમજાવવાનું કાર્ય અત્યંત દુર્ઘટ હતું વળી એક વખત પ્રસિદ્ધ રીત્યે પ્રતિસ્પર્ધી બનેલા લોકો સમજે શી રીત્યે? યથા સમય અંગ્રેજ વ્યાપારીઓનો પત્ર નવાબ પાસે પહોંચ્યો જેવી રીત્યે આગમાં ઘી હોમાય તેવી સ્થિતિ નવાબ અલીવર્દીખાંની પત્ર વાંચવા પછી થઇ. તેણે પ્રદીપ્ત થતાં અગ્નિ પેઠે ક્રોધ વશ થઇ કહ્યું, અંગ્રેજ લોક કેવા ચતુર છે? હું ધારું છું કે તે સઘળાંની આંખમાં ધૂળ નાંખી આપણા વ્યાપારીઓને હેરાન કરવાના પ્રયત્ન કરે છે. તેઓ સમજે છે કે અમેજ દેશના કર્ત્તા હર્ત્તા વિધાતા છિએ અને તેઓ જે કંઇ કરે તેમાં અવબાધ આણવાની કોઇને સત્તા નથી ! પોતે એક વખત અપરાધ કરે છે અને બીજી વખત તેજ અપરાધ બીજા ઉપર ઢોળી પોતાનો ગર્વ પૂર્વક બચાવ કરનાર આ લોકો કેવી કૃત્રિમતા ધારણ કરે છે! ”

અંગ્રેજ વિદ્વેષી સિરાજુદ્દોલા પાસે આ પત્રની હકીકત પહોંચતાં વાર લાગી નહીં. તેણે સાંભળ્યું કે અંગ્રેજો પોતાના ઉપર મૂકવામાં આવેલ દોષનો અસ્વીકાર કરે છે, અને બદલો આપવાને અથવા વાસ્તવિક મૂલ્ય ભરી આપવાને કરવામાં આવેલી માગણીનો અસ્વીકાર કરે છે, ત્યારે તેના આનંદ સિમા રહી નહીં તેણે નિશ્ચય પૂર્વક માન્યું કે અંગ્રેજોને નિરપરાધી ઠરાવવાની શક્તિ મારા દરબારમાં કોઈની નથી આ પ્રસંગે અંગ્રેજોનું અવશ્ય બંગલામાંથી નિંકદન કરવામાં આવશે.

જ્યાં અગ્નિનું અસ્તિત્વ છે, ત્યાં પવનનો પણ નિવાસ છે. સિરાજુદ્દૌલાથી વધારેવાર શાન્ત રહી શકાયું નહિં તે તરતજ નવાબ પાસે જઈ પહોંચ્યો અને અત્યંત ગર્વિત ભાવથી બોલ્યો, "વડિલશ્રી, જુઓ જે કંઇ મેં કહ્યું, તે સત્ય છે કે નહિં ? ખયર, જે થયુ તે ખરું ! પરંતુ એટલી સંતોષની વાત છે કે આપે આખરે અંગ્રેજ લોકોને સત્ય સ્વરૂપમાં ઓળખ્યા છે. આથી હું આપને વિનંતી કરૂં છું કે, આપણે તરતજ એવા ઉપાયની યોજના કરવી જોઇએ કે જેથી તેઓની વાણિજ્યતાનો વિસ્તાર વૃદ્ધિંગત થાય નહિ.

અલી:—સિરાજ, તું જે કંઇ કહે છે તે સત્ય છે. અંગ્રેજ વ્યાપારીઓનું ચાતુર્ય મારા સમજવામાં આવ્યું છે. પરંતુ તેને બદલો લેવા હું ઇચ્છતો નથી, તેનાં ખાસ કારણો છે. વળી આથી ભવિષ્યમાં તેઓનું દમન કરવાનો હું કંઈ પ્રયત્ન કરીશ નહિં. એમ સમજવાનું નથી કારણકે તેઓ આ બાબતમાં કસુરવાન હોવા છતાં

જ્યારે પોતાના દોષનો અસ્વીકાર કરે છે, ત્યારે તે બાબત તરફ દુર્લક્ષ કરવાથી તેઓની ધૃષ્ટતા શતગણી વધી જાય!" આટલું કહી તેણે નગરશેઠને પૂછ્યું "શેઠજી, અંગ્રેજ વ્યાપારીઓએ હમણાં જે દિશા ગ્રહણ કરી છે, તે આપથી અજાણી નથી હવે આપણે શું કરવું? રાજ્ય શક્તિનો જ્યાંસુધી તેઓને કિંચિત્ સાક્ષાત્ કાર કરવામાં આવશે નહિં ત્યાં સુધી તેઓ આ નુકશાનનો બદલો આપશે નહિં; તેટલા માટે કોઇ એવો માર્ગ શોધી કાઢો કે જેથી તેઓને ઉચિત દંડ મલે."

સિરાજ:--વડિલશ્રી! જેનાથી રાજ્યનું અનિષ્ટ થવાનો સંભવ છે, જેનાથી ભવિષ્યમાં આપણા સિંહાસનને ભય છે, તેઓની મારી મતિ પ્રમાણે તપાસ થવી જોઇએ.

મહતાબચંદ:—આપ રાજા અને ન્યાય મૂર્તિ છો? અંગ્રેજ વ્યાપારીઓએ જો એ અપરાધ કર્યો છે અને તેઓ બદલો આપવામાં અસમ્મત થાય છે. આવા સંજોગોમાં આપનો કરેલ નિર્ણય સત્ય છે. પરંતુ હું ધારું છું ત્યાં સુધી અંગ્રેજોએ આ અન્યાયોચિત આચરણ કર્યું નથી

નવાબે થોડો વખત વિચાર કરી કહ્યું, "એક વખત એ વાત સત્ય ગણીએ કે, તેઓએ વહાણ લૂંટયા નથી; પરંતુ જ્યારે આટલા બધા લોકો ન્યાય માંગવા મારા સમક્ષ આવી ઉભા છે, ત્યારે કેવી રીતયે માનવું કે તેઓના ઉપર મિથ્યારોપ મૂકવામાં આવ્યો છે! મને તો એ યોગ્ય માનવામાં આવે છે કે, તેઓનું કશું દ્રવ્ય પ્રથમ રાજ્ય ભંડારમાં લેવું નહિં પરંતુ એકવાર આપણા

સૈન્યને આજ્ઞા આપી તેઓની કોઠી ઘેરી લેવી. હું ધારું છું કે આથી તેઓ ભય પામશે અને બદલો આપવાને તૈયાર થશે. આમ છતાં જો તેઓ નહિં માનશે તો છેવટે આપણને સિરાજુદ્દૌલાની આકાંક્ષા મુજબ વર્ત્તન ચલાવવું પડશે.

સિરાજુદ્દૌલાએ વિચાર કર્યો કે, અંગ્રેજ વ્યાપારીઓએ પોતાના આરોપનો એકવાર અસ્વીકાર કર્યો છે, તો હવે તેઓ કદિ સમ્મત થવાનાજ નહિં. આથી પરિણામ એ આવશે કે તેઓનો ધંધો રોજગાર બંધ થશે, તેના હૃદયમાં આથી એટલો બધો આનંદ થયો કે નવાબની ઇચ્છામાં તેણે કશો અંતરાય નાંખ્યો નહિં.

નવાબ અલીવર્દીખાંએ સેનાપતિ મીરજાફરને બોલાવી હુકમ આપ્યો કે, અંગ્રેજ વ્યાપારીઓની કાસિમ બજારની કોઠી જઇને ઘેરી લ્યો !



# પરિચ્છેદ ૨૪



## આપત્તિ કાળ.



નવાબની સેનાએ કાસિમ બાજારની કોઠી ઘેરી લીધી થોડા વખતને માટે બંગાલ, બિહાર, ઓરીસામાં અંગ્રેજોનો વ્યાપાર બંધ થઇ ગયો. શું આ નુકસાન તેઓ સહન કરી શકશે ? વાણિજ્ય વૃત્તિ ઉપર જેના જીવનનો આધાર છે, વ્યાપાર કરવા સિવાય જેઓ બીજો કોઇ વ્યવસાય કરી શકે તેમ નથી, તેઓ પોતાનું

આજીવિકાનું સાધન બંધ થયા પછી નિશ્ચિત કેમ રહી શકે? જ્યાં પ્રતિદિન લાખો રુપિયાનો ક્રય વિક્રય થતો, હતો, સહસ્રો રૂપિયા દ્રવ્યભંડારમાં રહેતા હતા ત્યાં મનુષ્ય શી રીત્યે નિશ્ચિંત અને મૌન્ય ધારણ કરી બેસી શકે? વ્યવસાય બંધ થઇ જવાથી તેમના મંડલમાં અત્યંત ગભરાટ ફેલાયો. "સર્વસ્વ નાશ પામ્યું, ધંધો રોજગાર બંધ થયા." એવા ભયભીત શબ્દો ચોતરફ સંભળાવાં લાગ્યા. કોઠીમાં સ્થળે સ્થળે સભાઓ થવા લાગી જૂદે જૂદે સ્થળે કાગળ પત્રનો વ્યવહાર શરુ થયો.

કલકત્તામાં એક વિરાટ સભા એકત્ર મળી. ઘણા પ્રતિષ્ઠિત આંગ્લ વ્યાપારીઓને આ સભામાં નિમંત્રણ કરવામાં આવ્યું. બુદ્ધિશાળી ગવર્નર મી. ડ્રેકને આ સભાના સભાપતિનું સ્થાન આપવામાં આવ્યું. સભાસ્થાનમાં ઘણા અંગ્રેજ વ્યાપારીઓનું આગમન થયું હતું. તે લોકો ધંધો રોજગાર સદંતર બંધ થઇ જવાથી અત્યંત ચિન્તાગ્રસ્ત હતા. તેઓ અરસ્પરસ કહેવા લાગ્યા કે, આ આપત્તિ ક્યાં સૂધી ચાલુ રહેશે? વાસ્તવિક રીત્યે નવાબને રૂપિયાની જરુર છે. મરાઠાઓ સામે લડવા માટે તેના પાસે દ્રવ્ય નથી, એટલે તેણે આ માર્ગ કાઢયો છે, અને પ્રપંચ કરી આપણને કલંકિત બનાવ્યા છે, પરંતુ જો હવે આપણા વ્યાપાર ધંધાનું પુનરુત્થાન કરવું હોય, તો તે જે માંગે તે આપી મુકિત મેળવવી જોઇએ. દ્રવ્ય આપવાથી આપણને કષ્ટ થશે કારણકે તેથી આપણા જેવા નિરપરાધીઓને દંડાવું પડશે; છતાં અત્યારે આપણે એ આશ્વાસન લેવું જોઇએ કે આપણો વ્યાપાર પુનઃ ચાલુ થવાથી આપણા નુકશાનનો બદલો વળી જશે. એક અંગ્રેજે આ વાતનું સમર્થન કરતાં કહ્યું, "યદિ

આ વાતનો આપણે શીઘ્ર નવાબ સાથે સંતોષકારક નિર્ણય નહિં કરશું તો સંભવિત છે કે તે ક્રોધિત થઇ હંમેશને માટે આપણો વ્યાપાર બંધ કરે તેથી જેમ બને તેમ જલ્દી આ દુર્દૈશાકાંડની સમાપ્ત કરવી જોઇએ. વ્યાપારોન્નતિ માટે બંગાલ શ્રેષ્ટ સ્થાન છે, આ પ્રાંત આપણા હાથમાંથી જવાથી આપણને ભયંકર હાનિ થશે માટે હવે આ બાબતમાં વ્રિરર્થક વખતનો વ્યય કરવો જોઇએ નહિં."

ડ્રેકઃ—મારી બુદ્ધિ પ્રમાણે આપણે નવાબ સાથે સમજુતી કરવી જોઇએ. બંગાલ ધનોપાર્જન માટે શ્રેષ્ટ સ્થાન છે. તે પ્રાંત આપણે હાથમાંથી જવા દેવો જોઇએ નહિં. આથી આપણે નવાબની માંગણીનો સ્વીકાર કરવા તૈયાર થવું જોઇએ. જોકે આપણને અન્યાય થાય છે, છતાં અત્યારે તે સહન કરવો જોઇએ. સિરાજુદૌલા આ સમયે યુવરાજ છે અને તે આપણો જાહેર વિદ્વેષી છે આ અવસ્થામાં આપણે પોતે નવાબ પાસે જઇએ અને આપણા ઉપર મૂકવામાં આવેલ જૂઠા આરોપનો સ્વીકાર કરી બદલો આપવા સમ્મત થઇએ, તો તે તકનો લાભ લઇ જરુર સિરાજુદૌલા આપણું અપમાન કરશે અને ધારવા કરતાં વધારે દંડ માંગશે. આ મુશ્કેલીમાંથી બચવાનો ઉચિત માર્ગ એ છે કે, કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થ મધ્યસ્થ તરીકે હોવા જોઇએ, અને તે પછીજ નવાબ સન્મુખ જવાનું પગલું આપણે ભરવું જોઇએ. પ્રથમ મધ્યસ્થદ્વારા માંગણી કરી નવાબનો અભિપ્રાય આપણે જાણી લેવો જોઇએ. મારી આ સલાહ વ્યાજબી છે કે નહિં, તે ઉપર વિચાર ચલાવવાનું કામ હું આપ સર્વને સોપું છું.

સઘળા સભાસદો એકત્ર અવાજે બોલી ઉઠયા, "હા, તમારી સલાહ વ્યાજબી છે, કિન્તુ નવાબના દરબારમાં એવી વ્યક્તી

કોણ છે કે જે આપણો મધ્યસ્થ થાય." પુનઃ સર્વ સભાસદો વિચાર વમળમાં પડયા. થોડી વાર પછી મી૦ વારવેલે નિઃસ્તબ્ધતાનો ભંગ કરી કહ્યું, "ડાકટર ફોર્થ નવાબને ત્યાં આવે જાય છે, તેથી નવાબના દરબારમાં વિશેષ પ્રભુત્વ કોનું છે, તે ઉપર નિર્ણયાત્મક અભિપ્રાય આપી શકશે, એમ હું માનું છું.

ફોર્થઃ—હા, હું નવાબના પ્રાસાદમાં જાઉં છું અને મેં અનેકવાર દરબારનું નિરીક્ષણ કર્યું છે. મારી માન્યતા પ્રમાણે નવાબના દરબારમાં નગરશેઠ મહતાબચંદનો પ્રભાવ અધિક છે. નવાબ અલીવર્દીખાં તેની સલાહ લીધા વગર કોઇપણ કાર્યમાં હસ્તક્ષેપ કરતો નથી.

ડ્રેકઃ—તો પછી આપણે સર્વેએ મહતાબચંદને તટસ્થપદ લેવાની વિનંતી કરવી જોઇએ.

ફોર્થઃ—મને ખાત્રી છે કે એક વખત નગરશેઠ મહતાબચંદ આપણો પક્ષ લઇ નવાબનો અનુરોધ કરે તો પછી નવાબ અલીવર્દીખાં તેની ઉપેક્ષા કરવાની હીમ્મત ધરશે નહિં.

આ વાતચીતના પરીણામે સર્વના હૃદયમાં એક પ્રકારની આશાનો સંચાર થયો. પ્રગાઢ અંધકારમાં એક આછાં કિરણનું દર્શન થયું. સઘળા લોકો મી૦ ફોર્થની આસપાસ એકઠા થયા અને કહેવા લાગ્યા, "પ્રિય મહાશય, આપે આ દિશામાં કંઇ પ્રયત્ન કરવો જોઇએ. અમે સઘળા અતિ નિરુપાય બની પ્રતિદિન ચિન્તાગ્રસ્ત બનતા જઇએ છીએ. તેટલા માટે અમારા માટે થોડો પરિશ્રમ ઉઠાવી તમે નગરશેઠ મહતાબચંદ પાસે જાવ અને તેમના દ્વારાં વાણિજ્ય અધિકાર કોઇને કોઇ રીતે મળી જાય એવો કોઇ સહેલો માર્ગ શોધી કાઢો."

ફોર્થઃ—એ દિશામાં તમારે હવે વધારે કથન કરવાની આવશ્યકતા રહેતી નથીઃ અંગ્રેજ જાતિનો પ્રધાન વ્યવસાય વ્યાપાર છે. વ્યાપાર શિવાય દ્રવ્યોપાર્જન કરવાનો આપણા માટે ઇતર કોઇ ઉપાય નથી. હું સારી રીત્યે સમજું છું કે વ્યાપારક્ષતિ થવાથી આપણ સર્વને એક સરખી હાનિ છે. વ્યાપારનો નાશ થવાથી માત્ર આપણા વ્યાપારીઓ ઉપર નહિં પણ આપણા સર્વના ઉપર આફત આવી પડશે. આથી આ બાબતમાં આપણા સર્વનો સમાન સ્વાર્થ છે. હું મારાથી બનતો પ્રયત્ન કરીશ અને ઇચ્છું છું કે ઇશ્વર તેમાં મને યશ આપે.

ડેક:–પ્રયત્ન, ઉદ્યમ, દ્રઢતા, ઉત્સાહ એ આપણા જાતીય ગુણ છે. એજ ગુણોથી આજ આપણે આટલી ઉન્નતિને પહોંચ્યા છિએ. પ્રયત્ન કરનારને કશું અસાધ્ય હોતું નથી. મી. ફોર્થ, આપ પ્રયત્ન કરો, મને ખાત્રિ છે કે, તમે અવશ્ય કૃતકાર્ય થશો.

ફોર્થઃ—હું અત્યંત આનંદ પૂર્વક આ કાર્ય માથે લઉં છું ! હું મારું બીજું સઘળું કામ છોડી કાલજ મુર્શિદાબાદ જઇશ.

સભાનું કાર્ય સમ્પૂર્ણ થયું. સર્વ સ્વસ્થાને ગયા.



# પરિચ્છેદ ૨૫



## મહતાબચંદની વ્યવહાર કુશળતા.



ડા.કટર ફોર્થ નગરશેઠ મહતાબચંદને ઘેર પહોંચ્યો. ગૃહસ્વામીએ અતિથિનો યથાયોગ્ય સત્કાર કરી કહ્યું, "આપે આવવામાં વિલંબ કર્યો છે, હવે કાર્ય સિદ્ધિની બહુ થોડી આશા રહે છે."

ફોર્થઃ--આપ ઇચ્છો તો સઘળું ઠીક કરી શકો તેમ છો. આ કાર્ય આપને અમારા ખાતર અવશ્ય કરવું પડશે.

ઈષત્ હાસ્ય કરી મહતાબચંદે કહ્યું, "આપની સમજણમાં આ ભૂલ છે; કારણ કે હું નવાબ નથી કે, મારી આજ્ઞાથી આ કાર્ય થઇ જાય જે બંગાલ, બિહાર અને ઓરીસાનો રાજ્યાધિપતિ છે, જે ન્યાય અન્યાયની તુલના કરનાર છે, તેણે આપનું વાણિજ્ય બંધ કર્યું છે; તેમાં મારો કોઇ ઉપાય નથી. જ્યારે વખત હતો ત્યારે આપ અત્રે આવ્યા નહિં, તેમજ સમાધાન કરવાની કોઇ જાતની ચેષ્ટા કરી નહિં, તો પછી હવે અવસર વીતી ગયા પછી કેવી રીત્યે સર્વ પરિવર્તન થઈ શકે? વિશેષતઃ યુવરાજ સિરાજુદ્દૌલા આપ સર્વનાથી અત્યંત અપ્રસન્ન છે. તેની એવી ઇચ્છા છે કે બંગાલમાંથી આપની વાણિજ્ય કૃતિનું સર્વથા નિકંદન થાય! આંથી પુનઃ મૂળ સ્થિતિને પ્રાપ્ત કરવી, એ તમારા માટે મને અસાધ્ય. લાગે છે? તમારા પર જૂઠું દોષારોપણ કરવામાં આવ્યું છે, તેનું કારણ પણ આ છે."

થોડી વાર સુધી મૌન્ય પ્રસરી રહ્યું. છેવટ **મી. ફોર્થે** નિરવતાનો ભંગ કરી કહ્યું, "ત્યારે શું આપ સત્ય કહો છો કે ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો વ્યાપાર આ દેશમાં હંમેશને માટે બંધ થશે? શેઠજી, આ સંકટનું નિવારણ કરવાનો કોઈ ઉપાય નથી શું?"

**મહા:**—મારા જોવામાં તો કોઈ ઉપાય નથી આવતો; કદાચ આપે કોઇ માર્ગ શોધી કાઢ્યો હોય તો કહો; હું અંતઃકરણ પૂર્વક આપને દરેક જાતની સહાયતા પ્રાણાંતે પણ આપીશ.

**ફોર્થ:**—અમારા ઉપર આપની યથેચ્છ દયા અને અનુગ્રહ છે, એ અમે સારી રીત્યે જાણીએ છિએ. આથી હું આપનું શરણ યાચવા આવ્યો છું.

**મહતાબ:**—મહાશય, મને લાંબી વાત કરતાં આવડતી નથી. યદિ મારા દ્વારા આપના ઉપર કોઇપણ જાતનો ઉપકાર થાય તો હું તેને મારું સૌભાગ્ય માનીશ

**ફોર્થ:**—જુઓ, **નવાબ બહાદુર** આપની સલાહ વગર કોઇપણ કામ કરતા નથી, એ હું સારી રીત્યે જાણું છું, મને વિશ્વાસ છે કે આપ હમારો પક્ષ લેશો. તો જરુર **નવાબ** આપની ઇચ્છાની અવગણના થવા દેશે નહિં.

**મહતાબ:**—તમે સત્ય કહો છો કે, **નવાબ** મારી અવગણના કરશે નહિ. પરંતુ આજ સુધીમાં મેં તેની સમક્ષ કોઈપણ બાબતનો અનુરોધ કર્યો નથી; વિશેષમાં આ કાર્યમાં હું સાફલ્ય મેળવીશ કે નહિં, તેનો મને સંદેહ છે. કારણ કે **સિરાજુદૌલા**, સૈય્યદ, **આરમીનિયન**, **મુગલ**, **એન્ટની** પ્રભૃતિ વગેરે વ્યાપારીઓ આપના વિરુદ્ધ પક્ષમાં છે. આથી તમને સહાય કરવામાં હું ફત્તેહમંદ થાઉં તેનો ઓછો

સંભવ છે. વળી એક બીજી બાબત પણ છે. તમે લોકોએ એક બાબત સ્પષ્ટ જણાવી છે કે તમને કર આપવા વગર વ્યાપાર કરવાનો અધિકાર મળ્યો છે પરંતુ આ અધિકાર માત્ર ઈસ્ટ ઈન્ડિઆ કંપનીને મળ્યો છે, એ સત્ય વાર્તા આપ સર્વ ભૂલી ગયા છો. અને આજે સઘળા અંગ્રેજ વ્યાપારીઓ કર મુકત રહી વ્યાપાર કરે છે તેથી નવાબના રાજયકોષને અત્યંત હાનિ પહોંચે છે. રાજ્યની આવક આથી ઓછી થઇ છે. આ ઉપરાંત રાજયની આવક ઓછી થાય, એવાં અંગ્રેજ લોકોએ બીજાં ઘણાં વિઘ્નો નાંખ્યા છે નવાબ બહાદુરને આ સઘળી હકીકતની ખબર હતી, અને આપજ સર્વના ઉપર આરોપ મૂકવામાં આવ્યો છતાં સમાધાન કરવાનો તમે નાનો સરખો પણ પ્રયત્ન કર્યો નહિં, તો પછી તમારો પક્ષ હવે હું જાહેરમાં શી રીત્યે લઇ શકું ? આપ સર્વ નિરપરાધી ઠરો એ હું ધારતો નથી. આ સર્વ ઉપરાંત યુવરાજ સિરાજુદ્દૌલા આપ સર્વનો ઘોર વિરોધી છે.

ફોર્થઃ—જ્યાં એકથી વધારે માણસ એકત્ર થઇ કાર્ય કરે છે, ત્યાં ભૂલ થવાનો સંભવ રહે છે. પરંતુ અમે કોઇ એવો અપરાધ કર્યો નથી. અવશ્ય અમોએ નવાબ બહાદુરની આજ્ઞાની અવગણના કરી છે, અને તે અમારી ભૂલ થઇ છે. શું થયેલી ભૂલ માફી મેળવી સુધારી ન શકાય?

મહતાબઃ—હું ધારું છું કે, જો નવાબ બહાદુરને વિનયપૂર્વક વિનંતી કરવામાં આવે તો તે આપ સર્વેને વાણિજય કરવાનો અધિકાર આપશે. કિન્તુ સિરાજુદૌલાને સમજાવવો એ અત્યંત મુશ્કેલ કામ છે અમે તેને શું કહી શકીએ. કદાચ નવાબ સમજાવે તોપણ તેની તે અવગણના કરે તેમ છે. વિશેષતા તમારા ઉપર તે અત્યંત રીષ્ટ છે.

કોઇપણ રીત્યે તમારા વ્યાપારનું બંગાલમાંથી નિકંદન થાય, તેવા પ્રયત્નો તે કરી રહ્યો છે તેટલા માટે જ્યાં સુધી સિરાજુદ્દૌલાને સંતુષ્ટ કરવામાં આવે નહિં ત્યાં સુધી તમારે તમારા સ્વાર્થની કિંચિત્ અપેક્ષા રાખવી નહિં.

ફ્રોર્થઃ—વારુ, સિરાજુદ્દોલા અમારા સાથે શાથી અપ્રસન્ન છે; તેનું કારણ આપ દર્શાવી શકશો ? અમોએ તેનું એવું કંઇ પણ અનિષ્ટ કર્યું નથી કે જેથી અમોને તેના અપ્રીતિ ભાજન બનવું પડે.

મી. ફ્રોર્થનાં વચનો સાંભળી મહતાબચંદે સ્મિત કરી કહ્યું, “શું આપ જાણતા નથી કે અર્થ એ અનર્થનું મૂલ છે ! આપે સઘળા કર આપ્યા વગર વ્યાપાર કરો છો, એ યુવરાજમાં વિદ્વેષ ઉદ્દીપન થવાનું કારણ છે.”

ફ્રોર્થઃ—દિલ્હીશ્વરના ફરમાનથી અમો કર આપ્યા વગર વ્યાપાર કરીએ છિએ; તેથી તેણે અમારા તરફ વિદ્વેષભાવ શા માટે રાખવો જોઇએ ?

મહતાબઃ—યદ્યપિ આપ સર્વ દિલ્હીના બાદશાહના ફરમાનથી વ્યાપાર કરો છો, કિન્તુ યુવરાજ તે તમારો અપરાધ ગણે છે.

ફ્રોર્થઃ—તો પછી તેની શું એવી ઇચ્છા છે કે, અમારે કર આપવો ?

મહતાબઃ—નવાબ બહાદુરની એવી ઇચ્છા નથી, પરંતુ યુવરાજ આપ સર્વના પાસેથી દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખે છે.

ફ્રોર્થઃ—ત્યારે શું તે દિલ્હીના બાદશાહના આદેશ પત્રનું ઉલ્લંઘન કરવા માંગે છે ?

**મહતાબ:**—**નવાબ બહાદુર** તેમ કરવા ઇચ્છતા નથી, પરંતુ યુવરાજની તેવી ઇચ્છા છે. તે ઇચ્છે છે કે, ઈસ્ટ ઇન્ડિઆ કંપનીએ કર આપવો જોઇએ. માત્ર **નવાબ બહાદુર** તેને બાધ્ય હોવાથી આજ દિવસ સુધી તેની ઇચ્છાનો અમલ થયો નથી.

**ફોર્થ:**—હું ધારું છું કે, દિલ્હીશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું, એ ઉચિત કર્મ નથી.

**મહતાબ:**—જેના હૃદયમાં ધર્મનો ભય નથી, જેને ગુરુજન પ્રતિ માનવૃત્તિ નથી, પ્રતિદિન જેના હૃદયમાં દ્રવ્ય લાલસા વધતી જાય છે, જે માને છે કે જગતમાં મારે ચીરકાલ પર્યંત રહેવું છે, તે ઉચિત અનુચિત ક્યાંથી સમજે!

કિન્તુ ધર્મપરાયણ **નવાબ અલીવર્દીખાં** પોતાના પ્રભુ દિલ્હીશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા ઇચ્છતા નથી.

**ફોર્થ:**—ત્યારે શું યુવરાજના પ્રતિવાદી બનવાથી અમોને બંગાલમાં વ્યાપાર કરવાનો હક નહિં મળી શકે?

**મહતાબ:**—તેનો પ્રત્યુત્તર હું નિશ્ચયપૂર્વક આપી શકું નહિં. પરંતુ **નવાબના** દરબારમાં હું તમારા માટે યથાસાધ્ય પ્રયત્ન કરવાનું માથે લઉં છું કે જેથી આપ સર્વેને બંગાલમાં વ્યાપાર કરવાનો અધિકાર પુનઃ પ્રાપ્ત થાય!

**ફોર્થ:**—આપ અમારા માટે એટલો પ્રયત્ન કરો તો બસ છે. મને ખાત્રિ છે કે તેથી અમારા કાર્યની અવશ્ય સિદ્ધિ થશે.

**મહતાબ:**—**મહાશય,** હું લાંબી લાંબી વાતો કરી તમારું સાન્તવન કરવા માંગતો નથી. મેં **નવાબનો** આજ દિવસ સુધી

કદિ અનુરોધ કર્યો નથી. પરંતુ તમારા ખાતર આ વખતે તેમ કરવાનું માથે લઉં છું, તમે દરબારમાં હાજર રહી મારી ચેષ્ટા પ્રત્યક્ષ જોજો. મારી અંતઃકરણપૂર્વક એ ઇચ્છા છે કે તમને તમારા વ્યાપારી હકો પુનઃ પ્રાપ્ત થાય પરંતુ પ્રથમથી હું તમને એક વાત પૂછી રાખવાની આવશ્યકતા ધારું છું. જો નવાબ કદિ લુંટાયલાં વહાણો સંબંધી અંતરાય આણી તમારા ઉપર કોઇ જાતનો આર્થિક દંડ નાંખે, તો તે ભરી આપવાને તમે તૈયાર છો કે નહિં !

**ફ્રોર્થ:**—મને આશા છે કે અમોને મોટું આર્થિક નુકશાન સહન કરવું પડે તેવો પ્રસંગ તમે આવવા દેશો નહિ. કારણકે આપ સારી રીત્યે જાણો છો કે અમારા ઉપર તદ્દન જૂઠું કલંક ચડાવવામાં આવ્યું છે. અમે લોકો સમ્પૂર્ણ નિર્દોષ છિએ.

**મહતાબ:**—એ સઘળું **ન**વાબની ઇચ્છાને આધીન છે. પરંતુ એટલું ધ્યાનમાં રાખો કે ખાલી વાતોથી કંઇ વળવાનું નથી, જયાં સૂધી તમે **ન**વાબને કંઇ દ્રવ્ય નહિં આપી શકો ત્યાં સૂધી કાંઇ વળવાનું નથી.

**ફ્રોર્થ:**—તે સંબંધી ઉચિત નિર્ણય કરવાનું કામ હું આપને સોંપું છું. આપને જેમ યોગ્ય લાગે તેમ નકકી કરજો.

**મહતાબ:**—મારા ઉપર જોખમદારી નાંખી તમે નિશ્ચિત બનો, એ બનવાનું નથી તમારામાંથી મુખ્ય માણસોને એ પ્રસંગે સભા ગૃહમાં હાજર રહેવું પડશે.

**ફ્રોર્થ:**—જયારે અમો આપને કુલ સત્તા આપીએ છિએ, પછી ત્યાં હાજર રહેવાની અમારા માટે શું જરુર છે ?

મહતાબ:—હાજર રહેવાથી તમને કંઇ ગેરલાભ થવાનો નથી. તમારા બે ચાર મીઠા શબ્દોથી જરુર તમને વિશેષ લાભ થશે. એ શિવાય જાતે હાજર રહેવાથી એક બીજાની આંખની શરમ પણ કાર્ય સાધી શકે છે.

ફ્રૌર્થ:—આપની આ યુક્તિ ખરેખર ગ્રાહ્ય છે. વિપન્ન અંગ્રેજોને આપના જેવા અન્ય હિતૈષી બન્ધુ મળી શકશે નહિં. જ્યાં સૂધી અંગ્રેજ જાતિ વિદ્યમાન રહેશે ત્યાં સૂધી તે આપના આ કૃતજ્ઞતા સહૃદયતા ભૂલશે નહિં,

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં રાત્રિના અગીયાર થયા. નિશાનાથ અત્યાર સૂધી અંધકારમાં છૂપાયો હતો, તે ધીમે ધીમે બહાર આવવા લાગ્યો અને પોતાની આછી પ્રકાશમય છટા ચોતરફ ફેલાવવા લાગ્યો. જળ, સ્થળ, વૃક્ષ, અટારીઓ મધ્યે સર્વત્ર સુધાંશુની વિમલ કિરણ રૂપી ધારા પડવા લાગી. પ્રકૃતિ હાસ્યમય બની ગઈ.

રાતના અગીયાર બજ્યા સાંભળી ડોકટર ફ્રૌર્થે કહ્યું, " રાત્રિ ઘણી વીતી છે, હવે હું રજા લઇશ."

મહતાબ:—આવી મોડી રાત્રે આપ કયાં જશો? મારી ઇચ્છા છે કે રાત્રિ અહિંઆજ ગુજારો.

ફ્રૌર્થ:—આપની કૃપાથી મને અપૂર્વ સંતોષ થયો છે. કિન્તુ મારી ધૃષ્ટતા માટે મને ક્ષમા કરજો હું આપની આ વિશેષતઃ કૃપાનો સ્વીકાર કરી શકું તેવી સ્થિતિમાં નથી મને હજુ બીજું કામ છે. મારે અત્યારે ને અત્યારે કાસિમ બજારની કોઠીએ જવું જોઇએ.

મહતાબ:—એમ છે તો હું આપના કાર્યમાં વિઘ્ન નાંખવા ઇચ્છતો નથી. ખુશીથી જાવ પરંતુ આવતી કાલે દરબારમાં યથાસ-

મય હાજર રહેજો તમારા સાથે બીજા બે ચાર ગૃહસ્થો હશે તો વધારે યુક્ત દેખાશે.

"આપની ઇચ્છા મુજબ સઘળું થશે." આટલું કહી ડાકટર ફ્રોર્થે મહતાબચંદનું હસ્ત ધૂનન કરી રજા લીધી.



## પરિચ્છેદ ૨૬



### રૂપિયા બારલાખનો દંડ.



ભાગૃહમાં ચોમેર સભાજનોની ઠઠ લાગી રહી હતી. અનેક પ્રકારના લોકો ન્યાય મેળવવા આવ્યા હતા. સઘળા હસ્ત દ્વય જોડી ઉભા છે. સર્વત્ર શાંતિ પ્રસરી રહી છે. કોઈના મોઢામાંથી એક શબ્દ પણ નીકળતો નથી. સઘળી આંખો મીટ માર્યા વગર નિર્નિમેષ નેત્રોથી, ઉત્કંઠિત ચિત્ત પૂર્વક નવાબના આગમનની રાહ જોઈ રહી છે. કયારે શું હુકમ થશે, પહેલાં કોને બોલવવામાં આવશે, એ વિચાર પંત્રણા સર્વ ન્યાયોત્સુક પુરુષોના ચિત્તમાં ચાલી રહી છે.

અંગ્રેજ વ્યાપારીઓ પણ આ પ્રસંગે ન્યાય મેળવવાની અભિલાષાએ આવ્યા છે. પ્રાકૃત ન્યાયોષ્ટક જનોની અપેક્ષાએ તેઓના મનમાં ઝંઝાવાત થઇ રહ્યો છે. કદાચ એવું બને કે આપણા હકો હંમેશને માટે ક્ષણ નષ્ટ થાય, એ ચિન્તાથી એ ભાવનાથી તેઓ વિચારમાં પડયા છે.

નગરશેઠ **મહતાબચંદ** આ સમયે **અંગ્રેજ** વ્યાપારીઓનો આત્મીય બંન્ધુ બન્યો છે, તે એકજ તેનો આ વર્તમાન વિપત્તિમાં સહાયક છે. માત્ર તેના ઉપર વિશ્વાસ રાખી **અંગ્રેજ** વ્યાપારીઓ **નવાબ**ના **દરબાર**માં ન્યાય પ્રાર્થના કરવાને ઉપસ્થિત થયા છે.

**મહતાબચન્દે** પોતાના **આસન**ની બાજુમાંજ **અંગ્રેજ** વ્યાપારીઓનાં **આસનો** રખાવ્યાં હતા અને સુખી જીવન ગુજારનાર **અંગ્રેજ** લોકોને કોઈ પણ જાતનું કષ્ટ ન થાય, તેનો ઉચિત બંદોબસ્ત કર્યો હતો. તેઓનાં આસનો એવે સ્થળે ગોઠવવામાં આવ્યાં હતાં કે સિંહાસન ઉપર બેસતાજ **નવાબ**ની દ્રષ્ટિ તેઓના ઉપર પડે ! **નવાબ અલીવર્દીખાઁ**ની ડાબી બાજુ ઉપર **નગરશેઠ મહતાબચંદ**નું આસન હતું અને **જમણી** બાજુ ઉપર યુવરાજ **સિરાજુદ્દોલા**ના સ્થાનની યોજના હતી. તેના પછી પ્રજામાન્ય રાજા, મહારાજા, મંત્રી, મિત્રો ઇત્યાદિને બેસવાનાં સ્થાનો હતાં.

**નવાબ અલીવર્દીખાઁ** બહુ મૂલ્યવાન વસ્ત્રાલંકાર ધારણ કરતો નહોતો. યુવરાજ **સિરાજુદ્દોલા**નાં વસ્ત્રાભૂષણોનું હમે અહિંઆ શી રીત્યે વર્ણન કરી શકીએ ! તેના શરીર ઉપર જેની દ્રષ્ટિ પડતી, તેની આંખો અંજાઇ જતી. એક તો યુવાવસ્થા, તપ્ત કાંચન સમાન દેહ, સુંદર સુડોળ શારીર સંગઠ્ઠન, તેના ઉપર મોતી અને મણિ રત્નો યુકત ફેંટા એ સર્વથી પ્રેક્ષકો ભ્રક થઇ જતા ! જીણા અંગરખા અંદરથી તેની કમનીય કાંતિ જોનારનું ચિત્ત ડોલાવી નાંખતી હતી. તેની રુપ દ્યુતિથી આખું સભાસ્થાન પ્રકાશમય બની ગયું હતું.

**સિરાજ** વિલાસ પ્રિય યુવક હતો. **અલીવર્દીખાઁ** વૃદ્ધ હતો; અને તેનું ચિત્ત પરમાર્થ ચિન્તવનમાં મગ્ન રહેતું હતું. **સિરાજ**

અને વૃદ્ધ નવાબનાં રુપ અને વસ્ત્રાલંકારની તુલના થઇ શકે તેમ નહોતી. આટલું છતાં દીર્ઘ નવાબનાં કુન્ચિત શિથિલ અવયવ અને તેના સંગઠન તરફ જોતાં તેની વીરશ્રી પ્રત્યક્ષ જણાઇ આવતી હતી.

નવાબ અલીવર્દીખાંએ સિંહાસનપર સ્થાન લેતાં કહ્યું, "જુઓ શેઠજી, ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ લૂંટેલો માલ પાછો આપ્યો નહિ એટલું નહિં પણ તેનું મૂલ્ય આપવાની ઇચ્છા દર્શાવી નથી, તેમજ સભા ગૃહમાં એકવાર આવવાનો વિવેક પણ દર્શાવ્યો નથી. સામાન્ય વણિક હોવા છતાં તેઓ કેવી રીતે વર્તે છે? તેઓનું આ વર્તન આપણે કયાં સૂધી સહન કરવું? આજે હું જાણી શકયો છું કે એ વ્યાપારી મંડલ આપણી સાથે સરળતાથી ચાલવા માંગતું નથી" નવાબનાં આવાં વચનો સાંભળ્યા પછી સિરાજુદૌલા શી રીત્યે શાન્ત રહી શકે? અંગ્રેજ વિરુદ્ધ માતામહને વિશેષ ઉત્તેજીત કરવાના હેતુથી તેણે કહ્યું. "વડીલશ્રી" આપ અદ્યાપિ તેઓને દંડ આપ્યા વગર નિશ્ચિંત થઇ બેઠા છો! આપના આ વિલંબને તેઓએ કાયરતા માની લીધીછે. તેઓ આજ સૂધી અક્ષત શરીરે પોતાનું કાર્ય કરી રહ્યા છે, એ અત્યંત આશ્ચર્યની વાત છે! યદિ આપ અનુમતિ આપો તો હું હમણાંજ તેઓના વ્યાપારને બંધ કરું. તેઓ એક વખત ભલે જાણે કે દેશમાં રાજા છે અને તેની શાસન પ્રાણાલિમાં વિઘ્ન નાંખનાર વ્યક્તિ કેવા. પ્રકારની શિક્ષા પામે છે!"

ડૉકટર ફૌર્થ અને મી. વાટ્સ પ્રભૃતિએ આ દરબારમાં હાજરી આપી હતી. નવાબ અને સિરાજુદૌલાના ઉપરોક્ત શબ્દો ચ્ચાર સાંભળી તેઓ ભયભીત બની ગયા. તેઓની જીવ્હા સૂકાવા લાગી અને મુખવિવર્ણ બની ગયું. સિરાજુદૌલાની ઉગ્રમૂર્તિ સામે દ્રષ્ટિ નાંખતાંજ, બંગાલમાં પુનઃ વાણિજ્ય કરવાની તેઓની મનોવૃત્તિનો સહસા ભંગ થઇ ગયો, એટલુંજ નહિં પણ સભા સ્થાનમાંથી વર્ત્તમાન સ્થિતિમાં સ્વદેશ પહોંચવાનો આશય પણ અત્યારે તેઓને દુષ્મા-ન્ય જણાયો.

હવે વધારે સમય વીતાવવો અનુચિત જાણી નગરશેઠ મહ-તાબચંદે ડાકટર ફૌર્થ અને મી. વાટ્સનને નવાબ સન્મુખ આવ-વાનો ઇશારો કર્યો અને તેઓને ભયભીત બનેલા જોઇ આશ્વાસન આપ્યું. તેઓ મહતાબચંદ પર વિશ્વાસ રાખી શીઘ્ર નવાબ સન્મુખ આવ્યા અને કોનિર્શ બજાવી. ઉભા રહ્યા.

નવાબઃ—આપ કોણ છો ?

વાટ્સઃ—અમે લોકો આંગ્લભૂમી વતની–ઇસ્ટ ઇન્ડિઆ કમ્પ-નીના કર્મચારી છિએ.

આ શબ્દો સાંભળતાંજ સિરાજુદૌલાનું ચિત્ત બળવા લાગ્યું તે નાક મરડી અપ્રસન્નતાનો ભાવ બતાવવા લાગ્યો. સિરાજુદૌલાના મુખપર પ્રકટ થયેલ સ્થાયીભાવ જોઇ તેને વધારે નહિં બોલવા વખત આપવાની ઇચ્છાથી મહતાબચંદે પૂછ્યું, તમે શા માટે દરબારમાં આવ્યા છો ?

“ નવાબ બહાદુર પાસે સત્ય ન્યાય માટે અર્થે” વાટ્સ સાહેબે સ્થિરતા અને વિનીતભાવ પૂર્વક જવાબ વાળ્યો.

આ પ્રસંગે સિરાજુદ્દૌલા અત્યંત કર્કશ સ્વરથી બોલી ઉઠયો, "જે રાજાને માનતા નથી, જેને ન્યાય અન્યાયની પરવા નથી, તે લોકો ન્યાય માટે આવ્યા એ અત્યંત આશ્ચર્યની વાત છે.

અત્યંત ધીર અને નમ્ર ભાવથી ડાકટર ફોર્થે કહ્યું, "રાજાને તે લોકો ન માને કે જેઓ વિદ્રોહી છે. રાજ્યદ્રોહીઓને શાસનનો ભય હોતો નથી. અમે લોકે એ વિદ્રોહનું અનુકરણ કર્યું નથી, તેમજ ભવિષ્યમાં અમારી તેવી ઇચ્છા નથી."

"શું અંગ્રેજ વ્યાપારીઓ વિદ્રોહી નથી? હું ધારૂં છું કે આ નવી વાત આજેજ આ આખી સભા સાંભળે છે!" સિરાજે કિંચિત ક્રોધ અને ધૃણા પૂર્વક કહ્યું!

ફોર્થઃ—હજૂરને માટે આ વાત નવી હોઇ શકે, પરંતુ તે નાવન છતાં સત્ય છે, હજૂર ન્યાયમૂર્તિ છે. ન્યાયમૂર્તિના મુખમાંથી અન્યાયની વાત કદી નીકળશે નહિં જો હમે વિદ્રોહી હોઇએ તો પછી નવાબ બહાદુર પાસે ન્યાય મેળવવા અર્થે શા માટે આવીએ!

સિરાજઃ—ન્યાયનું આવું સત્ય સ્વરુપ અત્યાર સુધી કયાં છૂપાયું હતું! જે સમયે તમારા ઉપર પત્ર લખવામાં આવ્યો ત્યારે તેનો અસ્વીકાર કરી અમારી માગણીનો સ્પષ્ટ રીત્યે અનાદર કરવામાં આવ્યો અને હવે જ્યારે તમને તમારો વ્યાપાર બંધ કરી ચમત્કાર બતાવવામાં આવ્યો છે ત્યારે નમસ્કાર કરવા આવ્યા છો, અને ન્યાયની પ્રાર્થના કરો છો, એ તમારું ચાતુર્ય અમારાથી અજાણ્યું રહેતું નથી.

ફોર્થ:—અમે સઘળા વ્યાપારી છિએ એક જગ્યાએ અમારું મુકરર સ્થાન હોતું નથી, જળમાં, સ્થળમાં જ્યાં જ્યાં મનુષ્યની વસ્તી છે, ત્યાં ત્યાં અમારો નિવાસ વ્યાપાર અર્થે ફરતો રહે છે આ સબબથી અમોને હુજૂરનો હુકમ યથા સમય મળ્યો નહિં અને તેથી આપના સમક્ષ ઉપસ્થિત થઇ ન્યાય મેળવવાનો ઉચિત સમય મળ્યો નહિ ! આપ રાજ ધર્મ અને સુવિચારને લક્ષમાં રાખી વિચાર કરશો કે અંગ્રેજ વ્યાપારીઓ દોષિત છે કે નિર્દોષ !

ડાકટર ફોર્થનો બચાવ સાંભળી નવાબ અલીવર્દીખાંએ જરા હસી કહ્યું, "શેઠજી, સાંભળ્યું ? અંગ્રેજ વ્યાપારીઓ હજુ પણ પોતાને નિર્દોષ મનાવવા ઇચ્છે છે !"

મહતાબ:—દોષિત મનુષ્યો કદિ પોતાના દોષનો સ્વીકાર કરતા નથી.

સિરાજ:—અંગ્રેજ વ્યાપારીઓ સમજે છે કે તેઓ નિર્દોષ છે, પણ તેઓને એ ખબર નહિં હશે કે તેઓની વિરુદ્ધ યથેષ્ટ પ્રમાણ મળી ગયાં છે.

ફોર્થ:—હુજૂર, ન્યાય ભૂષણ છો ! આપ જ્યાં સૂધી અમોને નિર્દોષ નમાનો ત્યાં સૂધી અમો કેવી રીતે નિર્દોષ ઠરી શકીએ ?

અલી:—તમે શું એમ કહેવા માંગો છો કે, ઇસ્ટ ઇન્ડિઆ કંપની નિર્દોષ છે ?

ફોર્થ:—અમારી માન્યતા તેવી છે, પરંતુ હુજૂરની દ્રષ્ટિમાં જો તે દોષિત ઠરે તો તે સત્ય છે.

અલીઃ—યદિ અમે પ્રમાણુ પૂર્વક ઈસ્ટ ઇન્ડિઆ કંપનીને દોષિત જાહેર કરીએ, અને વાસ્તવમાં જો તે નિર્દોષ હોય તો તે પોતાના ઉપર દોષનો સ્વીકાર કરશે ખરી? તે પોતાની ઉજ્જવલ કીર્તિ ઉપર હંમેશને માટે કલંક લાગવા દેશે શું?

વૉટસઃ—જ્યારે રાજા સર્વ શક્તિવાન છે ત્યારે તેના ન્યાયથી નિર્દોષ દોષિત અને દોષિત નિર્દોષ થઈ શકે છે. રાજાની આજ્ઞાની અવજ્ઞા કરવી એ પ્રજાનો ધર્મ નથી. જે રાજાજ્ઞાનું અવલંબન કરતા નથી તેઓને વિદ્રોહી ગણી દંડિત કરવામાં આવે છે, આથી જ્યાં રાજ દંડનો ભય છે ત્યાં રાજાજ્ઞા ન્યાય મુક્ત હો કે અન્યાય મુક્ત હો, પરંતુ પ્રજાને તેને માન આપવું પડે છે. જયારે રાજાજ્ઞાની અવગણુના કરવાથી વિદ્રોહી ગણાઇ શિક્ષાને પાત્ર થવું પડે છે ત્યારે તેનો અનાદર કરવાનું સાહસ કોણ કરી શકે? હુજૂરની દ્રષ્ટિએ અમો જેવા પ્રમાણિત થઈશું, તેનો સ્વીકાર કરવાને અમારે તૈયાર રહેવું પડશે, એ શિવાય બીજું અમો શું કરી શકીએ!

અલીઃ—તમે આર્મીનિયન મુગલ સૈયદ ઇત્યાદિ લોકોનાં વહાણુ લૂંટયા છે, એ વાત અમોએ પ્રમાણપૂર્વક સત્ય સ્વરૂપમાં સાંભળી છે. યદ્યપિ દિલ્હીશ્વર તરફથી સનંદ મેળવી ઇસ્ટ ઇન્ડિઆ કંપની આ દેશમાં કર આપ્યા શિવાય વ્યાપાર કરે છે, પરંતુ લોકો પર તેથી અત્યાચાર કરવાની તેને કિંચિત સત્તા નથી.

વોટસઃ—આપ રાજા છો. કર્તા હર્તા, નિયંતા છો. આપની ઇચ્છામાં આવે તે આપ કરી શકો છો. પરંતુ એકવાર આપ સોચ

કરી જુઓ કે અમે સામાન્ય વ્યાપારીઓ છિએ. જ્યારે અમો વ્યાપાર અર્થે આ દેશમાં આવ્યા છિએ, ત્યારે પછી અત્યાચાર ઉપદ્રવથી પ્રજાને રંજાડવાથી અમારો શું લાભ સચવાઇ શકે? સર્વજન સાથે સદ્વ્યહવાર રાખવો એ વ્યાપાર ઉન્નતિનું મૂળ સૂત્ર છે વિશેષતઃ ઈસ્ટ ઇન્ડિઆ. કંપનીમાં એવી નીચ પ્રકૃતિની કોઇ વ્યક્તિ નથી, કે જે લોકોને આવી અધમ રીત્યે હેરાન કરે, વળી જ્યાં રાજા વિદ્યમાન છે, જેનો ન્યાય જાજ્જવલ્યમાન છે, જેના શાસનદંડથી પૃથ્વી કંપાયમાન છે, ત્યાં લોકોનું સર્વસ્વ લૂંટી કોણ રાજદંડ વ્હોરવાની હિમ્મત કરી શકે! યદ્યપિ અંગ્રેજ વ્યાપારીઓ દ્રવ્યોપાર્જન અર્થે, આત્મીય સ્વજનોની માયા મમતાનું બંધન ત્રોડી સાત સમુદ્ર અને તેર નદીઓનું ઉલ્લંઘન કરી આ બંગભૂમિમાં આવ્યા છે, કિન્તુ તે લોકો વ્યાપાર કરવાને આવ્યો છે, લોકોને લૂંટવાની ઇચ્છાથી તેઓએ આ સાહસ કર્યું નથી.

સિરાજને જ્યારે પ્રત્યુત્તર આપવાનો કોઇ માર્ગ મળ્યો નહિં, ત્યારે તે દાંત કચકચાવી બોલ્યો, હા, આ અવસ્ય સાધુતા છે! વડિલશ્રી, નિરર્થક વાતો કરવાનું કંઇ પ્રયોજન નથી. આ લોકોને આપણે એક ક્ષણ પણ આપણા રાજ્યમાં રહેવા દેવા જોઇએ નહિં. ત્વરાથી તેઓને આ રાજસભામાંથી દૂર થવાનું કહો!

અલી:—તમે શું કહેવા માંગો છો? આર્મીનીયન, સૈયદ, મુગલ, એન્ટની ઇત્યાદિ વ્યાપારીએ તમારા ઉપર ત્યારે શું ખોટું આળ મૂક્યું છે? તેઓનાં વહાણો લૂંટવામાં નથી આવ્યા શું?

ફોર્થ:—હું કેમ કહી શકું કે એ વાત જૂઠી છે! રાજા સાક્ષાત્ ધર્મ સ્વરુપ ગણાય છે. તે રાજા સન્મુખ આવી તેઓએ ન્યાય પ્રાર્થના કરી છે, તો તેઓએ કૃત્રિમ વાત ઉપજાવી કાઢવાનું સાહસ કર્યું છે, એ મારાથી કેમ કહેવાય? કારણકે જૂઠી ફરિયાદ લાવનારને હમ્મેશાં દંડનો ભય હોય છે.

અલીઃ—જ્યારે તમો કહો છો કે અમોએ વહાણ લૂંટયાં નથી તો દર્શાવી શકશો કે એ વહાણ કોણે લૂંટયાં છે?

ફોર્થ:—એ વાત અમો શી રીત્યે જાણી શકીએ?

અલીઃ—ત્યારે તમે આ ઘટના સંબંધમાં કશું જાણતા નથી!

નગરશેઠ મહતાબચંદે જોયું કે બન્ને અંગ્રેજો નિરપરાધી હોવાથી પોતાને અપરાધી કહી શકતા નથી. પરંતુ જ્યારે સિરાજની ઇચ્છા તેઓને ગુનેહગાર ગણવાની છે પછી તેઓ શી રીત્યે નિરપરાધી ઠરી શકે! તેથી લાભને બદલે હાનિ થવાનો વિશેષ સંભવ છે, એવું સમજી મહતાબચંદે અંગ્રેજોને મૌન્ય રહેવાનો ઇશારો કરી કહ્યું, " નવાબ બહાદુર તેઓની સાથે નિરર્થક તર્ક વિતર્ક કરવાથી શું લાભ થશે.? દોષિત જનો શું કદિ પોતાના દોષનો સ્વીકાર કરી શકે છે? અંગ્રેજ વ્યાપારીઓએ વહાણો લુંટયાં છે, તેનાં યથેષ્ટ પ્રમાણો આપણને મળી ચૂકયા છે. હવે આવા સંજોગોમાં આપને યોગ્ય લાગે તે આજ્ઞા કરો!

અલી, ઇસ્ટ ઇન્ડિઆ કંપનીનો આ સમયે શું દંડ કરવો જોઇએ?

સિરાજઃ—વડિલ શ્રી આવો સુયોગ્ય મળ્યો છે, તો અંગ્રેજ વ્યાપારીઓનો બંગાલામાંથી બહિષ્કાર કરવાની આ તક જવા દેશો નહીં. યદિ આ અવસર જવા દેશો તો ભવિષ્યમાં તેને માટે તમારે અત્યંત પશ્ચાતાપ કરવો પડશે. મારી વાત લક્ષમાં લ્યો અને તેઓને ક્ષમા આપો નહીં. અને તેઓનો વ્યાપાર હમેશને માટે બંધ કરો.

સર્વ ઉપસ્થિત સભાજનોની એ હૃદયેચ્છા હતી, અંગ્રેજ વ્યાપારીઓને પુનઃ વાણિજ્ય અધિકાર પ્રાપ્ત થાય કારણ કે સિરા-જની આ વખતની વર્તણુક કોઇને રૂચતી નહોતી સઘળા અંદર અંદર કહેવા લાગ્યા કે સિરાજુદ્દૌલા અત્યાચારી રાજા છે.

મહતાબઃ—યદ્યપિ અંગ્રેજ વ્યાપારીઓએ મોટો અપરાધ કર્યો છે, પણ તેઓનો આ પહેલો ગુન્હો છે, પહેલીવાર મનુષ્યો અજ્ઞાત અવસ્થાને લીધે ગુન્હો કરે છે, તેથી રાજાની ફરજ છે કે પહેલી વખત ઉગ્ર દંડથી તેઓને મુક્ત રાખવા જોઇએ. મારી ઇચ્છા છે કે, ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને વાણિજ્ય અધિકારથી વંચિત ન રાખતાં, તેમને આ પ્રસંગે ઉચિત દંડ આપવામાંજ નવાબ બહાદુરનું ભૂષણ છે.

અંગ્રેજ પ્રતિસ્પર્ધી સિરાજુદ્દૌલાને મહતાબચંદના ઉપરોક્ત વચનો અરુચીકર લાગ્યા તે તેના ઉપર અત્યંત ક્રોધિષ્ટ થઇ બોલ્યો, "અંગ્રેજ વ્યાપારીઓએ જે અનુચિત કર્મ કર્યું છે; તેને માટે આ સમય ઉપયુક્ત દંડ એ છે કે. બંગાલમાંથી હમેશને માટે તેઓને વાણિજ્ય વૃત્તિથી ભ્રષ્ટ કરવા જ્યાં સુધી આવું પગલું ભરવામાં આવશે નહિં ત્યાં સુધી તેઓ કદિ સમજવાના નથી."

અલી:—મહતાબ, અંગ્રેજો માટે તમે કયા પ્રકારનો દંડ ઉચિત સમજો છો? ધારું છું કે અર્થ દંડ આ વખતે તેઓ માટે ઉપયુક્ત કહેવાશે

સિરાજુદ્દૌલાએ ભ્રકુટી ચડાવી કહ્યું, "અર્થ દંડને હું વાસ્તવિક દંડ ગણાતો નથી."

મહતાબ:—જે લોકો માતા, પિતા, ભગિની, પુત્ર પરિવાર આદિનો ત્યાગ કરી, જન્મ ભૂમિની માયા-મમતા હૃદયથી દૂર કરી, સાત સમુદ્ર ઓળંગી આટલે બધે દૂર વ્યાપાર અર્થે આવ્યા છે, તેઓ માટે અર્થ દંડ વાસ્તવિક દંડ નથી શું?

અલી:—શેઠજી, આપની સલાહ હું યુક્તિ સંગત સમજી ગ્રહણ કરું છું. પરંતુ આ લોકોએ જે અપરાધ કર્યો છે, તેની પૂર્તિ કેટલા અર્થ દંડથી થશે?

મહતાબ:—આપ ન્યાય ભૂષણ છો! આપની ઇચ્છામાં આવે તે દંડ કરો. આપને હું શું સલાહ આપી શકું!

નવાબ અલીવર્દીખાંએ આ પ્રસંગે સિરાજ સાથે વિચાર ગોષ્ટિ કરવી શરૂ કરી માતામહ અને દોહિત્ર વચ્ચે લાંબી વાત ચીત ચાલી અનેક તર્ક વિતર્ક થવા પછી અંતે બન્ને એક મત થયા.

અલી:—જો ઈસ્ટ ઇન્ડિઆ કંપની પાસે દંડતરીકે દ્રવ્ય લેવું હોય તો હું તેમનો સોલ લાખ રુપિયા દંડ કરું છું જો તે આટલો દંડ આપે તો તેઓને બંગાલામાં પુનઃ વાણિજ્ય વૃત્તિ . કરવાનો હક રહેશે.

દંડની રકમ જાહેર થયા પછી ડાકટર ફ્રોર્થ અને મી. વૉટ્સે અત્યંત કરુણા જનક દ્રશ્ય કરી પ્રાર્થના ઉપર પ્રાર્થના કરવા માંડી આ પ્રસંગે નગરશેઠ મહતાબચંદે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીનો પક્ષ લઇ કહ્યું, "નવાબ બહાદુર દંડની રકમ ઘણી મોટી છે અને તે અંગ્રેજો ભરી શકે તે કરતાં ઘણી વધારે છે.

અલીઃ—આપ માનો છો કે આ દંડ વધારે છે ?

મહતાબઃ—જો વધારે ન હોય તો મારે બોલવાની આવશ્યકતા શી !

સિરાજઃ—વ્યાપારીનું ઉપનામ ધારણકરી અંગ્રેજોએ જે કામ કર્યું તેના પ્રમાણમાં આ રકમ વધારે નથી.

મહતાબઃ—આપ કદાચ આ દંડને વધારે ન માની શકો કારણ કે આપ બંગાલ બિહાર ઓરીસાના ભાવી નવાબ છો. પરંતુ અંગ્રેજોના સામાન્ય વ્યાપાર ઉપર તેઓની જીવિકા અવલંબી રહી છે, તેથી તેઓ ઉપર નાંખવામાં આવેલો આ દંડ ઘણો વધારે છે. આપ રાજા છો. આપને ત્યાં દ્રવ્યનો અભાવ નથી. પરંતુ જે લોકો સાધારણ સ્થિતિના છે. તેઓને ત્યાં એક રુપિયાની પ્રાપ્તિ થતાં આનંદની સીમા રહેતી નથી. આવી સ્થિતિના માણુસો માટે આ દંડ ભારે નથી શું !

અલીઃ—યદિ આપ આ દંડની રકમ મોટી સમજતા હો તો તમે પોતે કહો કે તે રકમ કેટલી હોવી જોઇએ !

મહતાબ:—મારી માન્યતા પ્રમાણે દંડ ઘટાડીને બાર લાખ રુપિયાનો કરવામાં આવે તો તે વ્યાજબી કહેવાશે.

બાર લાખ રુપિયા સાંભળતા સિરાજુદ્દૌલા ચમકી ગયો અને બોલ્યો, એ કદિ બનશે નહીં ! કયાં સોળ લાખ અને કયાં બાર લાખ ! મહાશય હું આ સુધારા સાથે કોઇ રીત્યે સમ્મત થતો નથી.

અલીઃ—શેઠજી અંગ્રેજ વ્યાપારીઓના અપરાધની આ દંડથી પૂર્તિ થશે શું ? તેઓએ જે અપરાધ કર્યો છે તેના પ્રમાણમાં આ રકમ ઉપયુક્ત નથી. હું આપની આ સલાહનો સ્વીકાર કરવાને અશકત છું.

મહતાબ:—ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ નિતાન્ત અન્યાયનું કાર્ય કર્યું છે. પરંતુ મારી ખાતર એક વાર તેઓ ઉપર અનુગ્રહ કરી ક્ષમા કરો અત્યારે વ્યાપાર બંધ થઇ જવાથી તેઓને મોટું નુકશાન થયું છે. એટલા માટે આપની દયા શિવાય તેઓ માટે પરિત્રાણનો અન્ય કશો માર્ગ નથી.

નગરશેઠ મહતાબચંદે ઇસ્ટ ઈન્ડિઆ કંપનીનો પક્ષ લઈ નવાબને અનેકવાર પ્રાર્થના કરી અને બીજી બાજુ મી. વાટ્સ અને ફ્રોર્થે નવાબને વીનવવામાં કચાશ રાખી નહીં. પરિણામ એ આવ્યું કે દંડની રકમ સોળ લાખમાંથી બાર લાખની કરવામાં આવી.

આ પ્રમાણે નગરશેઠ મહતાબચંદની કૃપાથી અંગ્રેજો દંડ તરીકે બાર લાખ રુપિયા આપી મુક્તિ મેળવી. મહતાબચંદના અંગ્રેજો ઉપરના આ મહત ઉપકાર પછી અંગ્રેજો તેને પોતાનો પરમ બંધુ માનવા લાગ્યા.



# પરિચ્છેદ ૨૭



## દેવાંગના દર્શન.





દ્રિયો મનુષ્યનો પ્રધાન શત્રુ છે. મનુષ્યમાં ગમે તેટલા ગુણો હોય પરંતુ ઇંદ્રિય વિવશ થતાં તે સઘળા ગુણો ઢંકાઇ જાય છે. ઈંદ્રિયો જેવો મનુષ્ય માટે અધઃ પતનનો બીજો કોઈ માર્ગ નથી. ઈંદ્રિય પરાયણ મનુષ્ય ભ્રમરની પેઠે મદ્યપાનમાં લોલુપ રહે છે. કોઇપણ રમણીનું નિરીક્ષણ કરતાં તેના ચિત્તમાં આ શક્તિનો ઉદ્દભવ થાય છે દોષ હો, કિંવા ગુણ હો, શુભવા અશુભહો; પરંતુ એકવાર મનુષ્ય તેને આધિન બને છે, પછી તેનો સામ કરવો અત્યંત મુશ્કેલ બને છે.

સંગતિના ફલથી અને પ્રમત્ત યૌવનના આવિર્ભાવથી સિરાજુદ્દૌલામાં જે જે અવગુણો એ પ્રવેશ કર્યો હતો, તે અદ્યાપિ તેનામાં અચલ હતા. જેમ જેમ સમય વીતતો ગયો હતો, તેમ ઉત્તરોતર તેનો વિકાસ થયો હતો. જે સિરાજુદ્દૌલા એક વખત ફૈજીના પ્રેમથી હતાશ બની નારી જાતિ તરફ ઘૃણા બતાવતો હતે ફૈજીના દુશ્ચારિતનું પ્રત્યક્ષ દર્શન કરી નારી જાતિને અવિશ્વાસિની માની હતી અને નારી જાતિનું મુખ જોવાને પણ અનિચ્છુક હતો, જેણે લુત્ફુન્નિસાના પ્રેમમાં આકૃષ્ટ બની અન્ય રમણીના પ્રેમનો પરિત્યાગ કર્યો હતો, તે સિરાજુદ્દૌલા આજે ન્દ્રિયોના પ્રબળ તાડનને વશ થઇ રમણીઓને દેખતાંજ વિકળ બની જાય છે! ખરેખર કન્દર્પ તારી શક્તિને ધન્ય છે!

પતિત પાવની, ભગીરથ વંશોદ્ધારિણી ભાગીરથી પર અત્યારે એક નૌકા નૃત્ય કરતી ચાલી જતી જણાય છે યદ્યપિ આ નૌકા કાષ્ટની બનેલી છે. પરંતુ તે અપૂર્વ કારીગરી અને કળા કૌશલ્યથી બનાવવામાં આવી છે. તેનો આગળનો ભાગ ભ્રમરની આકૃત્તિનો છે; જ્યારે પૃષ્ટાંગ મંત્સ્યાકૃતિ સમાન છે. નૌકા પ્રાયઃ ત્રીસ હાથ લાંબી છે. તેના ઉપર નાના પ્રકારના રંગો લગાવી, મહામૂલ્યવાન સામગ્રીથી તેને શૃંગારવામાં આવી છે. જે કોઇ આ નૌકાને એકવાર જુએ છે, તે તેના નિયંતાની રસીકતા અને તેની કળા કૌશલ્યની પ્રશંસા કર્યા વગર રહેતા નથી તેનું એકવાર દર્શન કરવાથી સંતૃપ્તિ થાય નહિં, એવી તે અપૂર્વ સૌંદર્યવતી હતી.

જેનું એકવાર દર્શન કરવાથી મનુષ્યની દર્શન પિપાસા ઘટતી નથી, જેને જોવાથી શતમુખથી તેની પ્રશંસા કરવાની મનુષ્યને ઇચ્છા થાય તે નૌકાનો સ્વામી કયો ભાગ્યશાળી છે? આ નૌકા બંગાલ, બિહાર, ઓરીસાના નવાબ અલીવર્દીખાંના ચક્ષુ પ્રિય, ભાવી ઉત્તરાધિકારી યુવરાજ સિરાજુદ્દૌલાની છે. જેના યત્નથી હીરાઝીલ સમાન મનોમુગ્ધ સ્થાનની નિષ્પત્તિ થઇ હતી, તે આવી સુંદર નૌકાનો શ્વામી હોય તેમાં આશ્ચર્ય કોણ દર્શાવી શકે? સાધારણ જનો તેની વિલાસ પ્રિય સામગ્રીથી મુગ્ધ થાય તે સંભવિત નથી. પરંતુ એક વાતનું સ્મરણ કરવાની અત્રે આવશ્યક્તા જણાય છે. કેવળ અર્થ વ્યય કરવાથી આવી સુંદર નૌકા બની શકે નહિં. તેની રચના કરનારને આપણે પ્રથમ ધન્યવાદ આપવો જોઇએ.

સિરાજુદ્દૌલાની આ નૌકા સઘળા લોકોના નેત્ર અને મનને તૃપ્ત કરવાવાળી હતી જ્યારે લોકો અગાઉથી સાંભળતા કે આ નૌકા ભાગીરથી પર આજે દર્શન દેશે ત્યારે સહસા દર્શન પીપાસુ લોકો તેનું નિરીક્ષણ કરવા આવતા અને કુલવતી સ્ત્રીઓ પોતાનો ઘુંઘટ પટ ખોલી નિર્નિમેષ નયને તેનું દર્શનસુધા પાન કરતી, પરંતુ થોડા દિવસ વીત્યા પછી લોકો આ નૌકાનું નામ સાંભળતાંજ ભયભીત બનવા લાગ્યા. સ્ત્રીઓ નૌકાના આગમનનાં સમાચાર સાંભળતાંજ ભયગ્રસ્ત બની ગંગાનો ઘાટ છોડી નાસભાગ કરવા

લાગતી. અને સ્વગૃહે પહોંચતાંજ ચિંતાતુર બની ગૃહદ્વારને સાંકળ ચડાવી દેતી.

જે નૌકાનાં દર્શન અર્થે લોકો રાત દિવસ વ્યગ્ર રહેતા, જેનું નિરીક્ષણ કરવાને કુલવતી સ્ત્રીઓ ઘરથી બહાર નીકળી ગંગાના ઘાટ ઉપર આવતી, તે નૌકાના આગમનના સમાચાર, સાંભળી આજે નારીગણ આટલો બધો ભયભીત શા માટે બને છે? શું તે નૌકાનો મયુર કે પૃષ્ટાંગ મત્સ્યાકૃતિ નારી જાતિ માટે યમ સ્વરુપ છે! નહીં વસ્તુત તેવું નથી. તે નૌકાનો સ્વામી સતિનારીઓ માટે યમ સ્વરુપ છે !

જ્યારે કુલવતી સ્ત્રીઓના જ્ઞાનમાં આવ્યું કે આ નૌકાનો અધિષ્ઠાતા સતિ કુલનો રાક્ષસ છે ત્યારે તે નૌકાનું આગમન સાંભળતાંજ તેઓને યમનો સાક્ષાત્કાર થવા લાગ્યો. અને તેથી તેના આગમનના વર્તમાન સાંભળતાંજ તેઓ બ્હીકણ હરણીને પેઠે ગંગા ઘાટ ત્યજી ઘરમાં ભરાઈ બેસતી.

સિરાજુદ્દૌલા અવશ્ય વિલાસ પ્રિય નરપતિ હતો પરંતુ વિપુલ ધન વ્યય કરી નાના પ્રકારની કારીગરી અને અનેક જાતના શૃંગારથી આ મનો મુગ્ધકારી નૌકાને મંડિત કરવામાં તેનો એક જૂદો આશય હતો. આ હેતુ એ હતો કે પોતાના મિત્રોને સાથે લઇ ગંગાના વક્ષઃસ્થલ પર વિહાર કરતાં જે કોઇ કુલવતી સ્વરુપ-વતી યુવતી ઘાટ પર આવે તેનું તે તેમાં બેસી નિરીક્ષણ કરી શકે

અને તેની ઇચ્છા થાય તો તેને પોતાની અંકશાયિની બનાવી શકે. આ હેતુથી સિરાજુદ્દૌલાએ સુંદર પણ યમસ્વરુપ નૌકાની રચના કરાવી હતી.

હંમેશાં સિરાજુદ્દૌલા પોતાના કુસંગી મિત્રો સાથે ગંગા વિહાર કરતો હતો. વિહાર કાલ દરમ્યાન તેની તીવ્ર દ્રષ્ટિ ગંગાતટ પરજ રહ્યા કરતી હતી. યદિ કોઇ નારી તેનું આકર્ષણ કરતી અથવા તેનાં નેત્ર જો કોઇ સ્રીનાં રૂપ યૌવન ઉપર આસકત બનતાં તો છળ, બળ, કૌશલ, ધન ભય, આદિની સહાયતાથી તે તેને મેળવવાને ચેષ્ટા કરતો.

દિન પ્રાય અસ્ત થવાનો સમય છે. સૂર્ય આખો દિવસ કિરણોનું અવિશ્રાન્ત પ્રદાન કરતાં કરતાં જાણે થાકી ગયો હોય તેમ વ્યોમની પશ્ચિમ દિશામાં આથમતો હતો તેનાં રકત વર્ણી કિરણો અત્યારે વિખરાયેલાં વાદળાઓમાંથી ફુટી બહાર નીકળી રમ્ય દર્શન કરાવી રહ્યાં હતાં. વૃક્ષો જાણે લાલ રંગનો આછો ફેંટો ધારણ કરી સંધ્યા દેવીનું આગમન થતું જાણી સ્વંસ્થાને ઉડી જતી હતી. દિવાકરના અસ્તાચલમાં પ્રયાંણુથી પૃથ્વી દેવી જાણે પ્રફુલ્લ અને રમણીય સ્વરુપ ધારણ કરતી હોય તેવું સુંદર દ્રશ્ય પ્રકટ થઇ રહ્યું હતું.

આ સમયે સિરાજુદ્દૌલાની નૌકા નાચતી કૂદતી ગંગાના વૃક્ષ સ્થળપર મંદ ગતિથી ચાલતી બરનગર નામક સ્થાનમાં આવી ઉપસ્થિત

ચઢ. સિરાજુદ્દૌલાની દ્રષ્ટિ રાજપક્ષીની માફક ચપળ હતી તેની આંખોની કીકી એકી સાથે પળવારમાં ચોમેર ફરી રહેતી હતી. સહસા તેની તીક્ષ્ણ દ્રષ્ટિ એક સુંદર બે માળના મકાન ઉપર પડી. ત્યાં નજર નાંખવાની તેથી આંખો સમક્ષ જાણે વીજળી ચમકી ગઇ હોય એવું તેને ભાન થયું. વિસ્મય પૂર્વક તેની આંખો ફાટી ગઇ. તે પોતાના મિત્રોને કહેવા લાગ્યો, " જુઓ જુઓ, પેહલા બે મજલાના મકાન ઉપર કયી લાવણ્ય સંપતિ આવી ઉભી છે ! તે મનુષ્ય છે કે દેવાંગનાં ? "

નૌકામાં જેટલા હતા તે સઘળા તે અપૂર્વ રુપરાશિ જોઇ મુગ્ધ બની ગયા. સઘળા એક સાથે બોલી ઉઠયા, " અહા ! શું ચમત્કારી સૌંદર્ય છે ! સ્ત્રી જાતિમાં સૌંદર્યનો આવો પરમ વિકાસ અમે અમારા આ જીવનમાં કદિ જોયો નથી. ? "

સિરાજુદ્દૌલાનું ધૈર્ય જતું રહ્યું. તેના હૃદયમાં તે સ્ત્રીની પ્રબળ ઝંખનાનો પ્રારંભ થયો. સમ્રાટ અલાઉદ્દીન જેવી રીત્યે રાજપૂત રમણી પદ્મિનીનું ભુવન મોહન સૌંદર્ય જોઇ વિમુગ્ધ બન્યો હતો અને તેને કોઇ પણ પ્રકારે વશ કરવાને ઉન્મત્ત બની ગયો હતો, તેવી વસ્તુત; સ્થિતિ આ પ્રસંગે સિરાજુદ્દૌલાની થઇ ગઇ

આ રમણી કોણ છે ? કોની પુત્રી છે ? કોની ભાર્યા છે ? એ બધી બાબતની યથાર્થ શોધ કરવાને સિરાજે પોતાના ગુપ્ત ચરને આજ્ઞા કરી.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# કરાંચીમાં સાઈનબોર્ડ પેઈન્ટીંગનું ઉત્તમ

# કામ કરી આપનાર

ફકત એકજ



અજમાવો.

જુઓ



## ઈશ્વરલાલ વિઠલદાસ લહેરૂ

દુવારકાનાથ મંદીર
જોડીઆ બજાર.

ખાત્રીકરો | કરાંચી.

## નામના પાટીયાં અને ફોટો ઓઇલ પેઇન્ટીગ

## તથા ફોટો એન્લાર્જ કરનાર.

હરસના ખાસ વૈદ્ય.

દયાશંકર

હીરજીભાઈ

દ્વારકાદાસ ઔષધાલય.

# હરસની દવા.

હેડ ઑફીસ—જોડીઆ બજાર—કરાંચી.



## અમારી

આ પ્રખ્યાત દવા ગમે તેવા હરસ કે મસાને વિના તકલીફે જડમુળથીજ કાઢી નાંખે છે. જેને માટે સંખ્યાબંધ સરટીફીકેટો મલ્યા છે.

**એક વખત વાપરી ખાત્રી કરો.**

**કીંમત રૂા૦ દશ માત્ર પોસ્ટેજ જુદુ**

**લખો આજેજ.**

# વાતચીત.

---

સ. વેલ મી. એકાઉનટન્ટ, તમે કઈ કોમરસીઅલ કોલેજમાં શીખ્યા છો.

જ. ધી કોરોનેશન કોમરસીઅલ કોલેજ (પારસી થીએટર સામે)

સ. કારણ.

જ. તેનું કામ, ફી, અનુકૂળતા, પદ્ધતિ, ઇનામની સ્કીમો તેના શિક્ષકો વગેરેમાં તે કરાંચી ખાતે પહેલે નંબરે છે. ઠીક ત્યારે.
આવતી કાલથી થઇ જઈશું દાખલ
નહિં તો પડવું પડશે પાછળ.

સ. અંગ્રેજી શાળામાં જતા બાળકો માટે જુદા વર્ગો છે ? મોટી ઉમરે અંગ્રેજી શીખવા માંગનારને માટે કંઇ રસ્તો છે.
ગુજરાતી શીખવું હોય તો કંઇ ઉપાય છે.

જ. જી હા. દરેક જાતની સગવડ છે.

સ. ફી શું છે. વખત કયો છે.

જ. કોઈપણ વર્ગની રૂપીઆ બે છે. વખત રાતના ૮ થી ૧૦ સુધીમાં એક કલાક.

સ. માસ્તરો અનુભવી છે ?

જ. ખાસ ટ્રેઈન્ડ ને કેળવાએલા છે.

## ઠરાવ.

આવતી કાલથીજ આપની ધી કોરોનેશન ઇંગ્લીશ. નાઈટ કેલાસ (પારસી થીએટર સામે)માં આવવું. શરૂ કરીશ મારૂં નામ રજીષ્ટર કરશોજી.

દરેક જાતની ઇંગ્લીશ અમેરીકન
દવાઓ, પેટન્ટ દવાઓ, તેમજ
પરફ્યુમરી, વગેરે છુટક તથા
જથાબંધ મેળવવાનુ
એકજ સ્થાન
એક વખત પધારી
ખાત્રી કરો.

# શાહની મેડીકલ સ્ટોર્સ

બંદરરોડ કરાંચી.

ડો. ટીટી શહાની
એલ. સી. પી.
એસ; એમ. એલ. એમ.
એન્ડ સન્સનો પણ વૈદકીય
સલાહ માટે કોઈ પણ વખતે
મેળાપ થઇ શકે છે. દરેક જાતના
ચસ્માઓ હંમેશા સ્ટોકમાં રાખીએ
છીએ.

ઠેકાણું. પારસી થીએટર અને હાઇસ્કુલની વચ્ચે
બંદરરોડ કરાંચી

# એન. એમ, ડુમશાઈ;

ફોટોગ્રાફર અને આર્ટિસ્ટ.

છેલ્લામાં છેલ્લી ઢબનું મન પસંદ કામ.
કળા અને હુન્નરનું સર્વોત્તમ ધામ.
આખા સિંધમાં સ્વીકારાયેલું શ્રેષ્ટ સ્થાન.
સંખ્યાબંધ સર્ટીફિકેટો અને ચાંદ જીતી ગયેલું નામ.
આંખને ઉડી વળગે તેવું કામ, પરંતુ વ્યાજબી દામ.
તસ્વીરો, એન્લાર્જમેન્ટો, ઓઈલ પેન્ટિંગનું મનહર મકાન.
જોવા એક વખત પધારી અમારા સ્ટુડિયોમાં લ્યો આરામ,
શ્રમ સફળ થશે,— —થાક ઉતરી જશે.

**આવો — પધારો**

ઠેકાણુંઃ—કચેરીરોડ.
પારસી થીએટર સામે—કરાંચી

# RAVAL & CO. BOMBAY & KARACHI.

**KARACHI MARBLE & TILE MART.**

Dealers in English Tiles, Italian marbles and Hexagonal Tiles.—**Price Moderate.**

## કરાંચી મારબલ એન્ડ ટાઈલ માર્ટ.

ઘરને શોભાવે તેવી તરેહ તરેહવાર જાતની વીલાયતી સુશોભીત લાદીઓ, ઈટાલીઅન મારબલ્સો અને બીજી ઘણી જાતની લાદીઓ કીફાયત ભાવે મેળવવાનું સ્થાન.

**એક વખત કામ પાડી ખાત્રી કરો.**

બ્રેન્ચ.<br>બંદર રોડ,<br>કરાંચી.

રાવલ એન્ડ કું.<br>ફોર્ટ—મુંબાઈ.

**દયા ધરમના પવિત્ર સિદ્ધાંતોને અનુસરી શુદ્ધ વનસ્પતિના સત્વોમાંથી અનુભવ સિદ્ધ કરેલી**

# હરસની અકસીર દવા.

હરસની ભયંકર વેદના અને શરિરને ક્ષીણ થતું અટકાવવા માટે આથી ઉત્તમ દવા બીજી ભાગ્યેજ હશે. એમ તેના વાપરનારા કહે છે, હરસને જડમુળથી નાબુદ કરવા માટે આ દવા એક ખાત્રી ભરેલો ચોકસ ઉપાય છે. ગમે તેટલી લાંબી મુદતના હરસ દુઝતા અથવા વગર દુઝતા માત્ર ૭ દિવસમાં જડમુળથી કાઢી નાંખે છે કે જેથી જીંદગી પર્યંત બીજીવાર થવાના [illegible] નથી.

કરાંચીની ચર્ચ મિશન હાઇસ્કુલના વિદ્વાન માસ્તર આ. શંકર કેવળલાલ શાહ S. T. C કહે છે કે:—હરસના ભયંકર દરદ માટે આથી ઉત્તમ દવા બીજી ભાગ્યેજ હશે" રા. લાલચંદ પાનાચંદ તોરી (જુનાગઢ)થી લખે છે કે "આપની દવાથી મારા લાંબા વખતના હરસ જડમુળથી ગયા છે" વિગેરે અનેક વાપરનારાઓ મુકત કંઠે પ્રશંસા કરે છે.

હજારો રૂપીઆની દવા વાપરવા છતાં ફાયદો ન થયો હોય તો આ દવા ફકત એકજ વખત વાપરો અને વનસ્પતિમાં રહેલા ઉત્તમ તત્વોની ખાત્રી કરો, કિંમત ડબી ૧ ના રૂ૦ ૧૦ પો. વધારે

☛ માત્ર એક ડબીથી હરસ જડમુળથી બળી જાય છે.

વિગતવાર ખુલાસા માટે લખો.

દયા ધરમ અને કુાં૦

મુળી—કાઠીયાંવાડ.

દરેક જાતનું જીક, કસબ તથા રેશમની ભરેલી

ટોપીઓ, સાડીની કોરો, સ્લીપરો અને સપાટા

મેળવવાની એકજ દુકાન

**મહમદ[illegible] ભજનઅલી જરીવાલા.**

**કેમ્પ કરાંચી.**

દરેક જાતનો મોતીનો ભરેલો માલ પણ સ્ટોકમાં

રાખીએ છીએ.

તેમજ મનગમતો માલ તૈયાર કરી આપીએ છીએ.

એક વખત મુલાકાત લઇ ખાત્રી કરો.

